# ગાંધીજીના સમાગમમાં

સંપાદક
ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

સરદાર વલ્લભભાઈ પટેલના 'આશીર્વચન' સાથે



વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ



રાયચુરા બૂક ડીપો
રાવપુરા, વડોદરા

# વિષયસૂચી

GANDHI FILM COMMITTEE
Room 305, Top Floor,
20, Haines Road, Mahalakshmi
BOMBAY 11

# આશીર્વચન

ગાંધીજી ગુજરાતમાં આવીને વસ્યા તે પહેલાંનું વૈશ્યવૃત્તિનું ગુજરાત ધનસંપાદનની કળા હસ્તગત કરવામાં મશગૂલ હતું. જાહેર જીવનના ક્ષેત્રમાં એને કંઇ સ્થાન નહોતું. એમણે આવીને ગુજરાતના સમગ્ર જીવનમાં અણધાર્યું અને અદ્‌ભુત પરિવર્તન કર્યું, અને હિંદુસ્તાનના રાજકીય નકશામાં પણ એને અગ્રસ્થાને ગોઠવી આપ્યું. સેવાધર્મની ભાવના ચોમેર જાગૃત કરી એમણે અનેક દિશામાં એનો નિર્મળ અને મીઠો પ્રવાહ વહેતો કરી મૂક્યો. આ ધોધમાર વહેતા પ્રવાહમાં ગુજરાતમાં ઠેકઠેકાણેથી અનેક સ્ત્રીપુરુષો ખેંચાયાં, અને ઘણાંનાં જીવનમાં પલટો થયો.

ગાંધીજીના સમાગમમાં આવનારાંઓનાં સ્મરણો ભેળાં કરી, એનો સંગ્રહ છપાવી, ગાંધીજીની ૭૭મી વર્ષગાંઠને પુણ્યપ્રસંગે પ્રસાદીરૂપે ગુજરાતને ચરણે ધરવાનો ભાઇ ચંદ્રશંકરે શુભ સંકલ્પ કર્યો. ગુજરાતનાં નાનાં મોટાં અસંખ્ય માણસો એમના સંપર્કમાં આવ્યાં છે. તેમાંનાં થોડાંકે પોતાનાં સ્મરણો મોકલી આપ્યાં તે આ પુસ્તકમાં એકઠાં કરેલાં છે. એમાંથી, જુદી જુદી રીતે દરેકને પોતાના તરફ આકર્ષવાની, અને એમના જીવનમાં પ્રવેશ કરી એમાં પરિવર્તન કરવાની, ગાંધીજીની અદ્‌ભુત શક્તિની કંઇક અંશે

ઝાખી થાય છે. આ સ્મરણસંગ્રહ પ્રસિદ્ધ કરવાનો સંકલ્પ કરી તેની પાછળ પરિશ્રમ લેવા માટે ભાઇ ચન્દ્રશંકરને મુબારકબાદી ઘટે છે. આ નાનકડું પુસ્તક ગુજરાતને ભવિષ્યમાં ખૂબ ઉપયોગી થઇ પડશે.

પૂના, ૧૧-૧૦-૪૫ વલ્લભભાઇ પટેલ

## સંપાદકના બે બોલ

૧૯૪૨થી માંડીને દર વરસે ગાંધી જયંતી પ્રસંગે ગાંધીજીના જીવન અને કાર્યને લગતું એક પુસ્તક તૈયાર કરી ગુજરાતની પ્રજાને અર્પણ કરવાનો જે ધારો પાડયો છે, તેને અનુસરીને આ વરસે 'ગાંધીજીના સમાગમમાં' એ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો છે, તેથી આનન્દ થાય છે. આજ લગી પ્રસિદ્ધ કરેલા પુસ્તકોથી આ જુદી ભાતનું છે ગાંધીજીના જીવનને લગતા એવા અગણિત પ્રસંગો છે જેને વિસ્મૃતિમાં લુપ્ત થતા અટકાવી, લેખનબદ્ધ કરી રાખવાની જરૂર છે એટલું જ નહી પણ જે સ્ત્રીપુરુષોને ગાંધીજીના ઓછાવત્તા પણ સમાગમમાં આવવાનું વિરલ સદ્ભાગ્ય મળ્યું છે તેમનું એ સદ્ભાગ્યથી વંચિત રહેનાર આજના વિશાળ જનસમાજ પ્રત્યેનું, તેમજ ભાવિ પેઢીઓ પ્રત્યેનું, કર્તવ્ય પણ છે જેમ સમય વહેતો જાય છે તેમ ઘણા કીમતી સ્મરણો ઝાંખા પડતા જાય છે, ને ખોવાઇ જાય છે, એ આપણે અનુભવે જોતા આવ્યા છીએ કેટલાક અમૂલ્ય સ્મરણોને મૃત્યુ હરી લે છે એમાથી કંઈક થોડા પણ જો બચાવીને સંઘરી શકાય તો સારુ, એ વિચારથી આ વરસે જયંતીના થોડા જ વખત પહેલા મે કેટલાક મુરબ્બીઓ તથા મિત્રોને વિનતી કરી,

ને તેમણે તે માન્ય રાખી, તેના ફળરૂપે આ લેખસંગ્રહ તૈયાર થવા પામ્યો છે. એ સહુ મિત્રો ને મુરબ્બીઓ, જેમણે પોતાનાં સ્મરણો પ્રજા સમક્ષ રજૂ કરવામાં મને નિમિત્તરૂપ થવા દીધો છે, તે સહુનો હું ઘણો જ ઋણી છું.

તેમને સહુને મેં જે વિનંતીપત્ર મોકલેલાં તેમાં લખેલું કે આ પ્રયત્ન એ તો વિશાળ મહાસાગરમાં એક બિન્દુ જેવો છે. એ વાત અક્ષરશઃ સાચી છે. આ પુસ્તકમાંનાં લેખક લેખિકાઓ ઉપરાંત બીજાં ઘણાં સ્ત્રીપુરુષો એવાં રહી ગયાં છે જેમની પાસેથી પણ એટલાં જ કીમતી સ્મરણો મળી શકે એમ છે. આ વેળા કાઢવા ધારેલા પુસ્તકનું કદ ને તેને માટેના સમયની મર્યાદા, એ બંનેમાં આથી વધારે લેખોનો સમાવેશ થઈ શકે એમ ન હતું. આ પુસ્તક વાંચતાં જેમ વાચકની નજર આગળ ગાંધીજીનું અનેકાંગી ને અદ્‌ભુત વ્યક્તિત્વ મૂર્ત રૂપે ખડું થતું જાય છે, તેમ હજુ બીજી કેટલી સામગ્રી સંઘરાવી શકય છે છતાં રહી ગઇ છે એ ભાન તીવ્રપણે જાગે છે. બેગમ હલીદા હાનુમ નામનાં પ્રસિદ્ધ તુર્ક મહિલા ૧૯૩૫માં હિંદ આવેલાં; તેમણે લખ્યું છેઃ ' મહાત્મા ગાંધી વીસમી સદીના ઇતિહાસમાં એક એવી મહત્ત્વની ઘટનારૂપ છે કે તેમના સમાગમમાં આવનાર દરેક જણે તેમને વિષેનો બની શકે એટલો તટસ્થ ને પ્રામાણિક હેવાલ લખીને મૂકી જવો જોઇએ. ' એ કામ હજુ આપણી આગળ ઊભેલું જ છે. એ દિશામાં આ એક અતિ અલ્પ પ્રયત્ન છે, એથી વધારે દાવો આ પુસ્તકની પાછળ રહેલો નથી.

વાચક જોશે કે આમાં જે પ્રસંગવર્ણનો આપ્યાં છે તેમાં પ્રસંગો પર કશું વિવેચન ન આપતાં તે પ્રસંગોને જ બોલવા દીધેલા છે. તેને લીધે રસમાં ક્ષતિ નથી આવી, પણ ઉમેરો જ થયો છે, એ પણ દેખાઇ આવશે. મથાળાં ઘણાખરા લેખોમાં મારે જ મૂકવાં પડ્યાં છે. તે ઉપરાંત, પોતાનાં

લખાણોમા જે સુધારા યા કાપકૂપ કરવા ઠીક લાગે તે કરવાની સહુએ મને છૂટ આપી રાખેલી, એમા મે એમની સૌજન્ય જ અનુભવ્યુ છે ને ઉપર કહી તે મર્યાદા કડકપણે જળવાય એ માટે એ છૂટનો ઉપયોગ પણ કર્યો છે

આ પ્રયત્નને સરદાર સાહેબના આશીર્વાદ મળ્યા છે એથી લેખકો તેમજ સપાદકને કેટલો હર્ષ થાય એ કહેવાની જરૂર નથી જેમના જીવનના સ્મરણો અહી નોધાયાં છે તેઓ ઇશ્વરકૃપાએ, આપણો જીવનપથ ઉજાળવાને, આપણી વચ્ચે હયાત છે પારસના સ્પર્શથી લોઢાનુ સોનુ કરવાની, અથવા તુલસીદાસના શબ્દમા કહીએ તો 'ભાગને તુલસી બનાવવાની', તેમની શક્તિનો પરિચય આ પુસ્તકને પાને પાને થાય છે પુસ્તકમા ઘણીખરી જગાએ ગાધીજીના વચનો શબ્દશ નથી ટાકયા, પણ તેમના કહેવાનો ભાવાર્થ બને તેટલો તેમના જ શબ્દમા આવે એવો પ્રામાણિક પ્રયાસ તો સહુ લખનારાએ કર્યો જ છે લેખકો ને લેખિકાઓમા શ્રી ઠક્કરબાપા જેવા ગાધીજીના સમવયસ્કથી માડીને તેમની ગોદમા રમેલા નનુ અને બાબલા જેવા બાળકો સુધીની ત્રણેક પેઢીઓના પ્રતિનિધિ છે, એ એક સુયોગ જ છે તેમાની કેટલીક વ્યક્તિઓ તો ગુજરાતની પ્રજાના અતિ આદરને પાત્ર નીવડેલી છે તેમના વ્યક્તિત્વનો પણ કઇક પરિચય આ લેખો આપે છે, એ એક અણધાર્યો લાભ છે

પુસ્તકનુ લખાણ તો ઠીકઠીક વહેલુ તૈયાર થયેલુ પણ અનેક અણધારી મુશ્કેલીઓને લીધે તે છાપીને પ્રસિદ્ધ કરવામા વિલબ થયો છે તેને સારુ હુ વાચકવર્ગની ક્ષમા માગી લઉ છુ એ વિલબથી એની ઉપયોગિતામા ઊણપ નહી આવે, એ એક જ આશ્વાસન લેવાનુ રહે છે

વડોદરા ૧૩-૧૦-૪૫ ચ દ્રશ કર પ્રાણશંકર શુકલ

# લોકપુરુષ

**અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કર**

(૧) ૧૯૨૦મા હું જમશેદપુરમા મજૂરોને મદદ કરવાના કાર્યમાથી નવરો થઇને મુબઇ આવ્યો હતો તેવામા ગાધીજી પાસે માગણી આવી કે 'ઉત્કલ (ઓરિસ્સા)મા દુષ્કાળ પડયો છે, ત્યા રાહતકામ કરવા માટે કાર્યકર્તા અને નાણા મોકલો' ગાધીજીએ ભારત સેવક સમાજના તે વખતના પ્રમુખ ના શ્રીનિવાસ શાસ્ત્રી પાસે મારી માગણી કરી તેમણે હા કહેવાથી હું ગાસડાપોટલા બાધી તૈયાર થયો પૈસા સબધી ગાધીજીએ મને કહ્યુ કે 'કામની શરૂઆત કરવા આ રૂ પાચ હજાર આપુ છુ તે લઇ જાઓ બીજી રકમ ભીખ માગતા જેમ જેમ આવતી જશે તેમ તેમ મોકલતો જઇશ' ઉત્કલનુ કામ જરા આકરુ તો ખરુ ખાવાપીવાનુ પહેલા એક મિત્રને ઘેર, ને પછી જુદો રસોઇયો રાખીને, ગોઠવ્યુ એક સાધારણ ઘરમા રહેવાનુ રાખ્યુ પણ ચોખામા તેમજ ઘઉંના આટામા જે કાકરીઓ ખાવી પડતી તે હજુ સુધી દાતમા કચડાતી યાદ છે છતા ત્યા દસ માસ રહીને હુ સરસ કામ કરી શક્યો ધીમેધીમે ગાધીજીએ 'નવજીવન' ના પાનામા વિનતી કરીને રૂ નેવુ હજાર મેળવીને મોકલ્યા તેથી હજારોને મરણમુખમાથી બચાવવામા ભાગ લેવાનો અવસર મને મળ્યો, અને વીસ વર્ષ પહેલા એન્જિનિયર તરીકે છપ્પનિયાના દુષ્કાળ રાહતકામનો જે અનુભવ મળ્યો હતો તેમા આ કામથી ઉત્તમ અનુભવનો ઉમેરો થયો પણ આ કામ કરતા બેત્રણ માસ થયા હતા તેવામા

શાસ્ત્રીજીએ ગાધીજીને લખી મોકલ્યુ કે 'કૃપા કરીને ઠક્કરને પાછા મોકલો તો સારુ ' કારણ એ હતુ કે હિદ સરકારે માગણી કરી હતી કે ભારત સેવક સમાજના કોઇ સભ્ય, બીજાઓની સાથે, બ્રિટિશ ગિયાના, ટ્રીનીડાડ, વગેરે દક્ષિણ અમેરિકાના નાના દેશોમા જઇ, ત્યા જે હિદીઓ મજૂરો તરીકે અનેક વર્ષો થયા વસેલા છે તેમની સ્થિતિની તપાસ કરી આવે. ગાધીજીએ જવાબ વાળ્યો કે 'તેવી તપાસનુ કામ કરનારા તમને ઘણા મળશે, પણ આ ગરીબ પ્રાન્તનુ દુષ્કાળરાહતનુ કામ કરનાર મને કે તે પ્રાન્તને નહી મળે તેથી બીજા કોઇથી ચલાવી લેશો ઠક્કરને હુ પાછા નહી મોકલી શકુ ' દુષ્કાળરાહતના તેમજ એવા બીજા પીડિત મનુષ્યોની સેવાના કામો તરફ ગાધીજી તરત પોતાનું લક્ષ દોડાવે છે મજૂરોની, હરિજનોની, આદિવાસીઓની તેમજ ભૂકપ કે રેલના સકટથી પીડિત લોકોની હાકલ આવે ત્યારે તેઓ બીજા કામો—રાજકીય પણ—છોડી દઇ, તેમા પોતાની બુદ્ધિ અને શક્તિ ખર્ચવા તત્પર રહે છે. ઉત્કલ પ્રાન્તના લોક અવાક છે તેમને પોતાની ગરીબીનુ, રેલસકટનુ, દુષ્કાળોનુ દુખ ગાતા આવડતું નથી ઉત્કલની ગરીમાઇને હિદુસ્તાન પાસે પ્રસિદ્ધિમા ગાધીજીએ જ આણી છે તેમના જ આગ્રહથી રાહતના કામો દીનબન્ધુ એંડ્રુઝે તથા મે અને હરખચદે જઇને કર્યાં હતા, અને હજી થશે

(૨) સને ૧૯૨૬ની સાલમા એક વખત હુ નિરાશાના સાણસામા સપડાયો હતો દેશની રાજકીય સ્થિતિ સુધરતી તો નહોતી, પણ ઊલટી બગડતી ચાલી હતી રાજકીય નેતાઓ આપસઆપસમા મતભેદ કરીને લડતા હતા ભીન મેળા મડળનુ કાર્ય, જેમા હુ ચારેક વરસથી પડ્યો હતો તેમા પણ ખાસ પ્રગતિ દેખાઇ આવતી નહોતી આવી નિરાશાની ધૂનમા હુ એક રાત્રે ગાધીજી પાસે ગયો, અને કહ્યુ 'મે તો વિચાર કર્યો

છે કે બધુ જાહેર કામકાજ, ભીનસેવાનુ કામ, ભારત સેવક સમાજ વગેરે મૂકી દઇને હરદ્વાર, બદરીકેદાર કે એવે કોઇ સ્થળે જઇને બેસી જાઉ, અને ધર્મધ્યાનમા જ બાકીના વર્ષો કાઢુ ' આમ કહીને મે મારુ હૈયુ ઠાલવ્યુ ગાધીજી થોડો વખત શાન્ત રહ્યા પછી કહ્યુ ' ઠક્કરબાપા! ( ત્યા સુધીમા તેમણે મને બાપા તરીકે છાપી દીધો હતો ) દેશમા આટલુ બધુ કામ પડયુ છે તે વખતે તમને આવુ કયાથી સૂઝ્યુ ? સાર્વજનિક કામના ઢગલા પડ્યા છે તમે તો તે કામને વરેલા છો તેથી તમારાથી ભીલોની, હરિજનોની વગેરે પ્રવૃત્તિ છોડાય જ કેમ ? એ તો મર્યે જ છૂટે, તે પહેલા નહી ' હુ તો ટાઢોબોળ થઇ ગયો ચાળીસેક વર્ષ પૂર્વે મારા પિતાને ઘરક્લેશને કે ગરીબાઇને કારણે આવી કલ્પના આવી હતી, અને તેથી ભાવનગરથી મથુરા જઇને પાચસાત દિવસમા તેઓ પાછા આવ્યા હતા, એ પ્રસગ નજર આગળ તરી આવ્યો આ વાતને આજે લગભગ વીસ વરસ થયા છે પણ ફરી મને આવો ગાડો વિચાર કદી આવ્યો નથી

( ૩ ) સને ૧૯૩૩-૩૪મા હરિજનસેવાના પ્રચારકાર્યને માટે ગાધીજીએ આખા હિદનો પ્રવાસ મારી સૂચનાથી યોજ્યો હતો તે નવ મહિના ચાલ્યો હતો એમાંયે ઉત્કલનો પ્રવાસ તો પગે ચાલીને કરેલો આ પ્રવાસમા કુલ છએક માસ હું તેમની સાથે ફરી શકયો હતો તેના ઘણાયે સ્મરણો મીઠા છે બધા પ્રાન્તોમા પ્રવાસ ગાધીજીના અનેક-ભાષાભાષી ભક્તોનો પરિચય, રોજ હજારો માણસોવાળી ત્રણચાર સભાઓ એક પૈસા કે એક આનાથી માડીને હજારો રુપિયાના રોજના દાનની વૃષ્ટિ, આ પરપરા બસોસિત્તેર દિવસ લાગલાગટ ચાલી જાય. સેવાના આવા અવસરો બહુ થોડાને જ સાપડે છે તેમાથી બે જ પ્રસગો અને ટાકીશ

(૪) ઉત્કલમા સબલપુરથી સડકને રસ્તે સીધા કટક આવતાં રસ્તામા જગલી પ્રદેશમા અનગુલ નામે એક નાનકડુ શહેર આવે છે, ત્યા તબૂમા મુકામ હતો ૧૯૩૪મા અનગુલ નૉન–રેગ્યુલેટેડ જિલ્લો હતો, એટલે ત્યા તો કલેકટર મરજીમા આવે તેવુ વર્તન કરી શકે ગાધીજીની વણજારને ઊતરવા એક જાહેર ધર્મશાળા તેણે ન આપવા દીધી આથી થોડીક અગવડ પડી, અને પ્રવાસમા કોઇ જગાએ સરકારી વિરોધ નહોતો દેખાયો તે અહી જોવા મળ્યો પણ મારે તો બીજો જ પ્રસગ વર્ણવવો છે આ આદિવાસીઓ —ખોડ લોકોનો પ્રદેશ હોવાથી તેઓ ગાધીજીના દર્શન માટે હજારોની સખ્યામા અનગુલ આવ્યા હતા તેઓ ગાધીજીને માટે ભેટનો પૈસો, બે પૈસા કે આનો લાવ્યા હતા, ને તે પણ ગાધીજીને હાથોહાથ આપવાની તેમને હોશ હતી. ગાધીજીને તે હાથોહાથ લેવાની પણ અતિ ઉત્કટ હતી, ને તે તેમણે પૂરી પાડી ભાષણનો મચ આશરે ૭–૮ ફૂટ ઊચો હતો તેના પર બેત્રણ કલાક સુધી બેસી રહી, હાથ નીચે લબાવી, તેમા પૈસા લીધા કર્યા અને તેટલો વખત ઝાડે જવાનુ, સ્નાન કરવાનુ ને જમવાનુ બધુ મુલતવી રાખ્યુ પછી કહે 'આ એકેકે પૈસો મને તાબાનો નહી, સોનાનો લાગે છે એ પૈસા આ લોકોએ કેટલી મહેનતે એકઠા કર્યા હશે, તેઓ કેટલે દૂરથી પગે ચાલીને આવ્યા હશે, કેટલી હોશથી આપવા આવ્યા છે એમાથી એકેને હુ કેમ પાછો વાળુ ?' સરકારના ભાડૂતી દેશી અમલદારે ગાધીજીનુ અપમાન ર્યુ, પણ ગરીબ આદિવાસીઓએ, હજારોની સખ્યામા ઊલટી પડીને ગાધીજીને હાથોહાથ પૈસો આપી, તેમનુ સન્માન કર્યુ આનુ નામ તે લોકપુરુષ

(૫) ત્રાવણકોર રાજ્યના મુખ્ય શહેર ત્રિવેદ્રમમા અમારી વણજાર હતી ભાઇ રામચન્દ્રનના મામાને ત્યા ઉતારો હતો પ્રવાસમા એવો ક્રમ રાખ્યો હતો કે બીજા દિવસનો કાર્યક્રમ મારે આગલી રાતે

મીનીટે મીનીટનો ગોઠવી, ટાઇપ કરાવી, ગાંધીજી વહેલા સૂઇ ગયાં હોય તેમને ઓશીકે મૂકી દેવો; જેથી બીજે દિવસે સવારે ચાર વાગે તેઓ ઊઠે ત્યારે વાંચીને કયાં કયાં જવાનું છે તે સમજી લે ને મનમાં ગોઠવી રાખે. એક વખત કાર્યક્રમ ગોઠવાઈ ગયા પછી તેમાં મીનમેખ કરાય નહીં; કોઈ કરી શકે નહી; ગાંધીજી પોતે પણ ન કરે કરાવે. ત્રિવેંદ્રમમાં સ્ત્રીકેળવણી બહુ હોવાથી સ્ત્રીસંસ્થાઓનો પાર નહી. મારે કેટલીને રાજી ને કેટલીને નારાજ કરવી ? વખત તો સીમિત હોય, તેમાં સૌને સમજાવવાનું રહ્યું. એક સવારે કાર્યક્રમમાં જેટલી સંસ્થાઓમાં જવાનું નક્કી થયું હતું તેના કરતાં બે અધિક સ્ત્રીસંસ્થાઓમાં હું ગાંધીજીને નિયમ વિરુદ્ધ લઈ ગયો. થોડાં અઠવાડિયાં પહેલાં આવી છૂટ મેં એકવાર લીધી હતી; તે વખતે મને તેમણે જવા દીધો હતો. પણ આજે તો મારી ખૂબ ખબર લીધી—ગુસ્સે થઇને કે અસભ્ય શબ્દો બોલીને નહી, પણ કરડી આંખ કરીને, મોં પર ક્રોધની કરચલીઓ પાડીને, અને એકાદ બે ઊંહકારા કરીને જ. મને તો મારા પર વીજળી પડી હોય એમ લાગ્યું. નજીકમાં ઘણું રહ્યા છતાં આવો પ્રસંગ પહેલો જ દીઠો. નિયમ વિરુદ્ધ, ગેરશિસ્તથી ચાલવા માટે મને પસ્તાવો થયો. પણ થઈ ગયા પછી શું કરાય ? મારો દોષ સ્પષ્ટ હતો, અને તેની વાજબી સજા થઈ.

(૬) પૂજ્ય કસ્તુરબા ૧૯૪૪ના ફેબ્રુઆરીની ૨૨મી તારીખે આગાખાન મહેલમાં—બંદીખાનામાં—ગુજરી ગયાં. ભાઈ દેવદાસે તેમની બધી ક્રિયા પૂનામાં કરી. તેમનાં અસ્થિ લઇને પ્રયાગ જતાં મુંબઇ ઊતરીને થોડા જ મિત્રો પાસે તેમની યાદગીરીના ફંડની વાત કરી. તે સહુએ ઉપાડી લીધી. પછી દિલ્લી ગયા બાદ ધનિકો પાસે તે વાત મૂકતાં તેમણે ઠીક ટેકો આપ્યો. પંચોતેર લાખની મોટી રકમની વિનંતી આમજનતા પાસે મુકાઈ. ઇશ્વરકૃપાએ ગાંધીજી તે જ વર્ષના

એ માસમા છૂટયા નિધિ એકઠો કરવાના કામમા મુશ્કેલીઓ હતી તે આથી ટળી ગઇ નિધિનો ઉપયોગ 'સ્ત્રીબાળકો' માટે કરવાનો નિશ્ચય તો પ્રથમથી હતો પણ હવે તે 'ગામડાના જ સ્ત્રીબાળકો' માટે સીમિત થયો ગઇ રેટિયા બારશે ૭૫ લાખની થેલીને બદલે ૮૦ લાખના ચેકો ગાધીજી પાસે સેવાગ્રામમા રજૂ થયા, તે તેમણે સ્વીકાર્યા. રકમ પૂરી થશે કે નહી તે વિષેની અનેક આશકાઓ દૂર થઇ, એટલુ જ નહીં પણ નિધિ બધ કરવામા આવ્યો ત્યારે કુલ આકડો ૧ કરોડ ૨૮ લાખનો થયો ઘણી વખત આદર્યાં અધૂરા રહે છે, પણ આમા તો હરિની મહેરથી માગ્યા કરતા દોઢા ઉપરાત મળ્યા

નિધિમાથી કરવાના કાર્યોને અગે અનેક ટ્રસ્ટીઓની તથા કાર્યકારિણી સમિતિની સભાઓમા ચર્ચા થાય છે—થઇ ગઇ કોઇ કોઇ વખત તો ગાધીજી કહે 'હુ તો પૈસા દાબીને બેસી જાઉ એવો છુ, પણ બગડવા નહી દઉ એમ મારી પાસે તમે ઉતાવળે ઉતાવળે યોજનાઓ ન મજૂર કરાવો ઓફીસખર્ચમા ને ફર્નીચરમા પૈસા વેડફી નથી નાખવા ભલે શરૂઆતમા જરા વાર લાગે ' પણ કોઈ વખત લડી, કોઈ વખત કરગરીને, કોઇ વખત લાડકા દેવદાસની સહાયતા લઇને, અમે તો મજૂરીઓ મેળવી લઇએ! એપ્રિલ ૧૯૪૫મા એક રાત્રે મુબઇના બિરલા હાઉસમા થોડા મિત્રોની હાજરીમા ગાધીજીએ કહ્યુ 'જુઓ, ઠક્કરબાપા, આ પૈસા ગરીબ સ્ત્રીઓ માટે વાપરવાના છે જ, પણ તેનો વહીવટ પણ સ્ત્રીઓ કરતી થઇ જાય તો સારુ સ્ત્રીઓનુ દરદ સ્ત્રીઓ જ સમજે આપણે તેમને માર્ગ બતાવીએ, યોજના કરી દઇએ, અને તેમને કાર્ય કરતા શીખવીએ શીખતા તે ભૂલ કરે, કામ કદાચ બગાડે, પૈસા વધારે ખરચે, તોયે હરકત નહીં પણ આપણે બને બેઠા છીએ, હયાત છીએ, ત્યા

સુધીમાં, એટલે કે જતા પહેલાં, સ્ત્રીઓને સોંપવા શક્તિમાન થઇએ, તો ઘણું કામ થયું કહેવાય.' આટલો ઊંચો આશય, મમતાનો ત્યાગ, અને સ્ત્રીજાતિનું સન્માન કયાંથી ભેગાં થઇ જાય ? હું તો વિચાર કરતો કરતો ઘેર જઇ સૂઇ ગયો. આ શબ્દો હજુ મારા કાનમાં અનેક વેળા ગુંજ્યા કરે છે.

(૭) હવે છેલ્લે એક તાજો અનુભવેલો પ્રસંગ વર્ણવી સમાપ્ત કરું. ૧૯૪૫ના જુલાઇની વાત છે. સીમલાની વેવેલ–પરિષદમાં ભાગ લેવા જતાં ગાંધીજી તા. ૨૩મીએ દિલ્લીમાં ત્રણ કલાક માટે ઊતર્યા. પણ તેટલા ટૂંકા વખતમાંયે માંદાઓને ન ભૂલ્યા. હરિજનનિવાસની પડોશમાં જ દિલ્લીની ક્ષયરોગની ઇસ્પિતાલ છે. ત્યાં ઘણાં વરસથી મહાસભાનું કાર્ય કરનારી, સ્વામી શ્રદ્ધાનન્દની પૌત્રી સત્યવતી પીડાતી પડેલી છે. તેને જોવા ગાંધીજી પહોંચી ગયા. રાતના નવ વાગે ઇસ્પિતાલમાં તેઓ દરદીને જોવા જાય એવી આશા કોણે રાખી હોય ? વળી કહેતા પણ ગયા કે 'સીમલાથી પાછો ફરીશ ત્યારે તને જોવા આવીશ.' તે પ્રમાણે ૧૭મી જુલાઇએ 'ચોરની માફક' કરેલા પ્રવાસમાં સવારે નવે ગયા પણ ખરા. હરિજનનિવાસ પાસે જ હતો, તેમાં પગ મૂક્યા વિના કેમ પાછા જવાય ? ત્યાંના છોકરાઓની પણ સંભાળ લેવી જોઇએ. પણ ઉદ્યોગ-શાળામાં તો રજા હતી. છોકરાઓનો મોટો ભાગ પોતપોતાને ઘેર ગયો હતો. આસામ, આન્ધ્ર વગેરે દૂરના પ્રાન્તોના ૩૦–૩૫ છોકરા હતા. હું તે વખતે મુંબઇ હતો. શાળાના વ્યવસ્થાપક શ્રી. વિયોગી હરિ થોડા દિવસની વિશ્રાન્તિ માટે નૈનીતાલ ગયા હતા. પૂછપરછ કરતાં ગાંધીજીને માલૂમ પડયું કે બે છોકરા ક્ષયરોગથી પીડાતા અહીં રહેલા છે—એક ઇંદોરનો, ને બીજો આઝમગઢનો. તે બંને માટે પાકી વ્યવસ્થા કરવાની સૂચના આપી તેઓ તો સીમલે જવાની ગાડીમાં રવાના થયા. સીમલે

જઈને પ્રથમ કાગળ મને લખ્યો (એટલામા હુ દિલ્હી પહોચી ગયો હતો) તેમા પૂછ્યુ કે 'પેના બે છોકરાઓની શી વ્યવસ્થા કરી છે?' દરમ્યાન શ્રી વિયોગી હરિએ ઈદોરવાળા છોકરાને તો સીમના પાસેના ધરમપુર સૅનેટોરિયમમા મફત દાખલ કરાવીને ત્યા મોકલી પણ આપ્યો હતો બીજાનો રોગ અસાધ્ય છે એમ ડાકટરે જાહેર કરેલુ હોવાથી તેને સૅનેટોરિયમમા રાખે નહી તેથી તેને એક ભાઈની સાથે એને ઘેર મોકલી આપ્યો હતો આ બધા સમાચાર મે લખ્યા, તેથી ગાધીજીને સન્તોષ થયો તા ૧૭મી જુલાઈએ હરિજનનિવાસની મુલાકાત ૫૬ર મીનીટ માટે લીધી ત્યારે પણ આ બે છોકરાની તબિયત વિષે પૂછવાનુ તેઓ ભૂલ્યા નહી

(૮) ૧૯૧૫મા દક્ષિણ આફ્રિકાથી હિદ આવ્યા બાદ મદ્રાસ ઇલાકામા પ્રવાસ કરતા ગાધીજીને તેમનો એક જૂનો સહકારી તામીલ મિત્ર કુષ્ટરોગથી પીડાતો માલૂમ પડયો તેના ઘામાથી પરુ નીકળતુ હતુ તે ઘા ધોઈ તેને પાટો બાધવાનુ કામ ગાધીજીએ પોતાને હાથે કર્યું હતુ તેનુ વર્ણન ના શ્રીનિવાસ શાસ્ત્રીએ અગ્રેજીમા કર્યું છે, તે વાચવાની તસ્દી વાચકે લેવી[૧] કસ્તુરબા ટ્રસ્ટના નિધિમાથી શરૂઆતમા જ જે જે યોજનાઓ મજૂર થઈ છે તેમા બે સ્ત્રીબાળક કુષ્ટરોગીઓની સેવા કરવાની —એક વર્ધા પાસે દત્તપુરમા ને બીજી દક્ષિણ આર્કટ જિલ્લામા વડુલુર ગામમા—છે કેટલાક સભ્યોના આશ્ચર્ય વચ્ચે આ યોજના ગાધીજીએ મજૂર કરાવી આપણા દેશના કોઢિયા સ્ત્રીપુરુષો માટે આવા સેકડો આશ્રમોની જરૂર અત્યારે ઊભી છે

દિલ્હી, ૨૨–૭–૪૫

---

૧ જુઓ 'પુણ્યશ્લોક ગાધીજી', પૃ ૯૦

# પ્રથમ પરિચય

**નાનાભાઇ ભટ્ટ**

લોકો સામાન્ય રીતે માને છે કે હુ ગાંધીજી પાસે ઘણો વખત રહ્યો હઇશ પણ હુ તેમની પાસે ઘણો વખત રહ્યો જ નથી આપણામા કહેવાય છે કે મગરી પોતાના ઇડા સમુદ્રને કાઠે મૂકે છે, અને સમુદ્રમા રહી રહી પોતાની દૃષ્ટિથી તેમને સેવે છે મને ગાધીજીએ આ પ્રમાણે દૂરથી જ પોતાની દૃષ્ટિ વડે સેવ્યો છે એ મારુ સદ્ભાગ્ય છે મારુ એવુ પણ માનવુ છે કે મહાપુરુષોની બહુ નજીક રહેવાથી આપણે જોઇએ તેવા વધી શકતા નથી, અને ઘણીવાર તો એ મહાપુરુષોને આપણા જેવા સાધારણ આદમી માની બેસવાની ભૂલ પણ કરીએ છીએ છેક સાનિધ્યમા રહ્યા છતા એમના મૂલ્યાકનમા પ્રમાદ ન કરવો, એ મારા જેવા સાધારણ અધિકારીની મર્યાદાની બહાર છે ભાગવતકાર કહે છે કે ક્ષીરસાગરના માછના ક્ષીરસાગરમાથી ઉદ્ભવેલા ચન્દ્રમાને પણ જેમ પોતાના જેવુ એક માછુ જ માને, તેમ યાદવોએ શ્રીકૃષ્ણ ભગવાનને પોતાના જેવા જ એક સાધારણ યાદવ માન્યા, અને પરિણામે તેઓ વિનાશ પામ્યા

* * *

પોશાકમા સાદુ જાડુ ધોતિયુ, નીચે ઉઘાડા પગ, કેડ પર સૂતરનો કદોરો, કસવાળુ કડિયુ, અને માથે કાઠિયાવાડી ઢબે બાધેલો ફેંટો—આવા એક પુરુષને લઇને સર પ્રભાશકર પટણી દક્ષિણામૂર્તિની મુલાકાતે આવ્યા તે દિવસે અમે તખ્તેશ્વર પ્લૉટમા એક મકાન ભાડે રાખીને રહેતા હતા આવેલા મહેમાનને મે બધા ઓરડામા ફેરવ્યા, પુસ્તકાલય બતાવ્યુ, રહેવાના ભાગો બતાવ્યા, કસરતશાળાનો ભાગ બતાવ્યો, સડાસો બતાવ્યા, મારે રહેવાની ઓરડી બતાવી સર પ્રભાશકર સાથે મહેમાને બધુ જોયુ,

સહેજ ડોકુ ધુણાવ્યુ, ને ધીરે અવાજે બોલ્યા 'કોઈવાર અમદાવાદ આવો ત્યારે મળજો' મહેમાનની ચાનચાની ઢબ, બધુ જોવાની ઢબ, આખની ચકોરતા, ને શબ્દોની મીઠાશ, એ બધાએ મારા મન પર ભારે અસર કરી સર પ્રભાશકર પટ્ટણીએ પૂછ્યુ 'વીઝીટબૂક કયા છે?' મે જણાવ્યુ 'વીઝીટબૂક મે રાખી જ નથી આપને જણાવવા જેવુ લાગે તે મને જણાવશો તો આભારી થઈશ મહેમાન જમણા હાથની પહેલી આગળી ઊચી કરીને સહેજ હસ્યા હુ સમજ્યો કે વીઝીટબૂક નથી રાખી એ ઠીક જ કર્યુ એમ મહેમાન કહે છે

* * *

મુબઈનુ કોલાબા સ્ટેશન ગુજરાત મેલ અને કાઠિયાવાડ મેલ બને રાતે અડધા કલાકને અતરે ઊપડે. હુ કાઠિયાવાડ મેલમા જવા માટે આવ્યો સામાન મજૂરને સોપી હુ ટિકિટ લેવા જતો હતો ત્યા ગાધીજી બગલમા એક પોટકુ લઈ સ્ટેશન પર ફરે મને જોઈને તેમણે પૂછ્યુ 'તમે અહી કયાથી? કયા જાઓ છો?' 'જી, ભાવનગર જાઉ છુ,' મે જણાવ્યુ 'તો એક દિવસ અમદાવાદ ઊતરી જાઓ હુ પહેલા મેલમા જાઉ છુ' 'વારુ, આવીશ,' મે જણાવ્યુ

હુ અમદાવાદ ઊતર્યો ને સીધો ગયો કોચરબના આશ્રમમા સ્વામી આનન્દ મને ઓળખે એટલે મારી મૂઝવણ ઓછી થઈ ગઈ આશ્રમમા હુ પૂરા ત્રણ દિવસ રહ્યો હુ કશુય બોલ્યાચાલ્યા વિના બધુ જોયા જ કરતો હતો ગાધીજીએ મને ઘટીકામમા સાથે રાખ્યો એવા મહાપુરુષની સાથે બેસીને ઘટીનો હાથો ઝાલવાનો મળ્યો એ મારુ સદ્ભાગ્ય હુ કોઈ દિવસ ભૂલવાનો નથી દળવુ, સડાસસફાઈ, પાણી ભરવુ વગેરે આશ્રમના કામો મને સાવ સ્વાભાવિક લાગ્યા પણ વરી સાદાઈની પાછળ રહેલી

એમની ફિલસૂફી પર મારા કાન મંડાયા હતા, અને એ ત્રણ દિવસમા મારાથી સમજાય તેટલુ સમજી લેવાનો મારો નિશ્ચય હતો.

બરાબર આ જ દિવસોમા કાકા કાલેલકર પણ આશ્રમમા પહેલ વહેલા આવ્યા, અને સ્વામીએ મને તેમની ઓળખાણ કરાવી.

ત્રણ દિવસ રહી, ગાંધીજીને વંદન કરીને હું ચાલતો થયો.

તે દિવસથી આજ સુધી ગાંધીજી તરફનુ મારુ આકર્ષણ દિવસે દિવસે વધતુ ચાલ્યુ છે. એમની ફિલસૂફી હુ સમજ્યો છુ કે નહી તેની મને ખબર નથી, એમને હુ બરાબર પારખી શક્યો છુ કે કેમ તે પણ જાણતો નથી પણ કોણ જાણે કેમ હુ નિરંતર તેમના તરફ ખેચાયે જ રહ્યો છુ, અને એમના જીવનમા હુ મારા વહાલા ઉપનિષદો તથા ગીતાજીને વાચ્યા કરુ છુ.

આબવા, ૨૦-૭-૪૫

## વીસ વરસનાં સ્મરણો

**જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા**

સન્ધ્યાકાળનો સમય હતો થાકેલોપાકેલો વેપારીવર્ગ, કારકુનવર્ગ, કૉલેજ અને શાળાના શિક્ષકો તથા શિષ્યો ઘર ભણી જતા હતા મુબઇમા કોટમા આવેલા ચર્ચગેટ સ્ટેશન તરફ બધા પ્રયાણ કરતા હતા, કારણ કે ત્યાથી ટ્રેન પકડી મુબઇના કે પરાના કોઇ પણ સ્ટેશને જઇ શકાય હુ લગભગ સાત વાગ્યાની ટ્રેન લેતો, એટલે સાડાછ પોણાસાતે સ્ટેશન પર આવી જતો હમેશની માફક તે દિવસે પ્લૅટફૉર્મ પર આવ્યો કે તરત જ શ્રી રેવાશકર જગજીવનને જોયા તેઓ આગેવાન ઝવેરી હતા, દેરી

વેપારી ચેમ્બરની કાર્યવાહક સમિતિના સભ્ય હતા, ને સાતાકુઝના જાણીતા શહેરી હતા, એટલે હુ એમને મુરબ્બી ગણતો મારે ને એમને બહુ સારો સબન્ધ બધાયેલો હતો મને એમણે જોયો કે તરત જ બોલાવ્યો ત્યારે જ એમની સાથે ઊભેના ગૃહસ્થ તરફ મારુ ધ્યાન ખેચાયુ ઘૂટણ સુધીનુ ધોતિયુ, કાઠિયાવાડમા જેને અગરખુ કહે છે એવુ કસવાળુ અગરખુ, કાઠિયાવાડી મોટો ફેંટો—આ બધુ જોતા જ મને થયુ કે તેઓ ગાધીજી હશે ( તે વખતે તેઓ ' મહાત્મા ' કહેવાતા નહોતા ) રેવાશકરભાઇએ એકબીજાની ઓળખાણ કરાવી ને હુ પગે લાગ્યો ગાધીજીએ પોતાના હમેશના મીઠા સ્મિતથી આ પરિચય શરૂ કર્યો લોકલ ટ્રેન આવી તેમા અમે સાથે જ બેઠા, ને સાતાકુઝ સુધી વાત કરવાનો પ્રસગ મળ્યો રેવાશકરભાઇનો બગલો મારાથી દૂર ન હતો, એટલે અવારનવાર હુ ત્યા ગાધીજીને મળવા જતો આજે એ વાતને લગભગ ત્રીસ વર્ષ થયા, એટલે તેમની સાથેની વાતચીતનો ઝાઝો ખ્યાલ રહ્યો નથી તે વખતે દેશી વેપારી ચેમ્બરના પ્રમુખ શેઠ જહાગીર બમનજી પીટીટ હતા તેમણે પોતાના આલેશાન મગનામા ગાધીજીને મોટી પાર્ટી આપી દમ માનાળો ને ભવ્ય મેળાવડો હતો રગબેરગી સાડીઓ ને ફેશનમન ' સૂટો ના ઝુડમા આ કાઠિયાવાડી ગામડિયાને જોઇ તે વખતના મુબઇગરાઓને કઇ ને કઇ ટકોર સૂઝતી કે હસવુ આવતુ મર્હુમ સર ફિરોજશાહ મહેતાએ ગાધીજીનો હાથ ઝાલી બધે ફેરવ્યા ત્યારે જ મુબઇના માલેતુજાર મેળાવડાને ખાતરી થઇ કે આ પુરુષ કોઇ સાધારણ ગામડિયો નથી પણ પોતાના ખાસ વ્યક્તિત્વવાળો છે તે અરસામા, ગાધીજીએ આફ્રિકામા કરેલા કાર્ય વિષે પણ આ દેશમા બહુ અજ્ઞાન હતુ ગાધીજી બધા ટોળામા સર ફિરોજશાહ સાથે ફરતા હતા ત્યારે જાણતા હતા કે ત્યા ભેગી થયેલી મુબઇની મોજની આ રમમા એમના પોશાક વગેરે ઉપર ટીકા થતી હશે પણ એમની સખત

મુખમુદ્રા, અને લાખોને શિસ્તમાં રાખવાનું ચારિત્રબળ તે વખતે પણ આકર્ષક હતાં; અને આ માણસ પાસે પેગામ છે એમ સહુને લાગેલું.

તે પછી કેટલોક વખત નીકળી ગયો, અને હું મારા સ્નેહી શ્રી. ગટુભાઇને ત્યાં અમદાવાદ ગયો. અમદાવાદમાં ગાંધીજી પુલની પેલી બાજુ જીવણલાલ બૅરિસ્ટરના બંગલામાં રહેતા હતા; અને એ વખતથી જ એ જગાનું નામ સત્યાગ્રહાશ્રમ રાખવામાં આવ્યું હતું. ગાંધીજીને માટે કંઇ કંઇ સાચીજૂઠી વાતો તે વખતે ચાલતી હતી. મેં સ્વાભાવિક રીતે એમને મળવા જવાનો નિશ્ચય કર્યો. હું ગયો ત્યારે તેઓ પોતે ઘંટીએ દળતા હતા. આશ્રમ બાબત, ત્યાંની શિસ્ત બાબત, ને ખોરાક બાબત તેમની સાથે ઘણી વાતચીત થઈ.

તે પછી ઘણાં વર્ષો પસાર થયાં, ને ગાંધીજીના વિશેષ સમાગમમાં હું આવ્યો નહીં. પણ દેશનું વાતાવરણ તંગ થતું જતું હતું. હું એટલું તો જાણી શક્યો ને જોઈ શક્યો કે દક્ષિણ આફ્રિકાથી આવેલા ગાંધીજી તે સાધારણ વ્યક્તિ નહોતા. એટલામાં રોલેટ કાયદો ( કાળો કાયદો ) આવ્યો; અને તેની સામેની ગાંધીજીની લડત! ત્યારપછી જલિયાંવાલા બાગ, કલકત્તાની મહાસભાની બેઠક. અને પછી નાગપુરની બેઠક નાગપુરની બેઠક પછી દરેક પ્રાન્તમાં, દરેક જિલ્લામાં, ને દરેક ગામડે મહાસભાનું કામ કરવાને સમિતિઓ નિમાવા લાગી. મુંબઈનાં પરાં માટે સ્વ. શ્રી. વિઠ્ઠલભાઇ પટેલને પ્રમુખ અને મને ઉપપ્રમુખ નીમવામાં આવ્યા. એ અરસામાં ગાંધીજી મુંબઈ આવ્યા, ને શ્રી. રેવાશંકરભાઇને ત્યાં ઊતર્યા. શ્રી. વિઠ્ઠલભાઇ પટેલની સાથે હું ત્યાં ગયો. શ્રી. વિઠ્ઠલભાઇ અને શ્રી. રેવાશંકરભાઇએ મારી ઓળખ કરાવી. ગાંધીજી મને ઓળખતા હતા; પણ શ્રી. વિઠ્ઠલભાઇએ એમના હસમુખા સ્વભાવથી ટોળ કરતાં કહ્યું કે

'આજથી કંડી બાંધી છે.' સાંતાક્રુઝની મહાસભાસમિતિનો હું પ્રમુખ હતો. પરાં તરફથી તેમજ સાંતાક્રુઝ તરફથી વખતોવખત ગાંધીજીને મળવાનું થતું. સાંતાક્રુઝ તરફ હમેશાં એમની મીઠી નજર હતી; અને તિલક સ્વરાજ ફાળો ઉઘરાવવા માટે તથા વિદેશી કપડાં બાળવા માટે જે ચળવળ શરૂ કરવામાં આવી તે બંને સાંતાક્રુઝથી શરૂ કરવી એવી એમની ઇચ્છા હતી. તિલક સ્વરાજ ફાળા માટેની સભાઓ સાંતાક્રુઝ, વિલેપારલે, ઘાટકોપર, વાંદરા વગેરે પરાંને બધે મુખ્ય ઠેકાણે ગોઠવાઇ. આ સભાઓમાં હજારોની મેદની આવતી. ખાદીપ્રચાર, રેંટિયાપ્રચાર, પ્રભાતફેરી વગેરે શરૂ કરવામાં આવ્યાં કપડાં બાળવાની બાબતમાં શ્રી. વિઠ્ઠલભાઈ અને હું ગાંધીજીથી જુદો મત ધરાવતા હતા. પહેલા યુરોપિયન વિગ્રહને લીધે તુર્કી વગેરે દેશોમાં કાપડનો ભયંકર દુકાળ પડયો હતો. તેથી ઘણા લોકોની માગણી હતી કે કપડાં બાળવાને બદલે પરદેશ મોકલી આપવાં ગાંધીજીએ શ્રી. શંકરલાલ બેંકર સાથે મને કહેણ મોકલ્યું કે કપડા બાળવાનો યજ્ઞ સાંતાક્રુઝથી શરૂ કરવાનો એમનો વિચાર છે. આ તો ધર્મસંકટ આવી પડયું. વિઠ્ઠલભાઇએ મને કહ્યું: 'તમે મહાત્માજી પાસે જાઓ ને તેમને સમજાવો.' મેં જવાબ આપ્યો: 'મહાત્માજી એક વખત નિશ્ચય કરી લીધા પછી ફેરવવાના નથી.' છતાં હું ગયો, ને બે કલાક વાત કરી. ગાંધીજીએ કહ્યું: 'આપણો મેલ ઉતારો આપણા પડોશીને અપાય નહીં. સાંતાક્રુઝથી જ આ યજ્ઞ આપણે શરૂ કરીશું!' હું તો તાબે થઇ જ ગયેલો હતો એટલે બે કલાક પછી મેં બધી ગોઠવણ કરવાની જવાબદારી લીધી; અને સાંતાક્રુઝમાં રાતના આઠ વાગે ગાંધીજીને હાથે વિલાયતી કપડાંની હોળી સળગી પછી તો પરાંમાં ઠેકઠેકાણે હોળીઓ થઇ. જેમ તિલક સ્વરાજ ફાળામાં પરાંમાંથી ત્રણેક લાખ રૂપિયા ભેગા થયા તેમ કપડાં બાળવાની ચળવળ પણ ઠીકઠીક

ચાલી હજારો રૂપિયાનુ વિદેશી કાપડ બાળી દેવામા આવ્યુ લોકોએ પોતાનુ સર્વસ્વ હોમી દીધુ નહોતુ, પણ એવા તો ઘણા હતા જેમણે પોતાના બધા વિદેશી કપડા પ્રામાણિકપણે ફેંકી દીધા હતા કપડા બાળના એ તો એક સત્તા હતી, અને આપણા દરિદ્ર દેશે વિદેશી કાપડની મોહજાળમાથી મુક્તિ મેળવી છે એ બતાવવાને પૂરતી હતી સવારે અને રાતે ગાધીજીની ચળવળને અગે ધમાલો થતી, અને બપોરે પણ રેવાશકરભાઇને ત્યા એમને મળવાનુ થતુ જ્યારે કેટલાયે કાપડિયા ભાઇઓએ વિનાયતી કાપડ છોડી દેવાની પ્રતિજ્ઞા કરી ત્યારે હુ હાજર હતો. તેમજ જ્યારે સ્વ દેશબન્ધુ દાસનો તાર આવ્યો ને તિલક સ્વરાજ ફડમા રૂપિયા એક કરોડ ભરાઈ ગયા છે એમ જાહેર થયુ, ત્યારે પણ હુ ત્યા જ હતો એ તેજ, એ ઉત્સાહ, એ આખા જીવનનુ સમર્પણ અને બનિદાન જોવાની તક મળી, તે જીવનનો એક મોટો લહાવો હતો

ત્યારપછી હુ યુરોપ ગયો. ત્યાથી પાછો આવ્યો ત્યારે તો ગાધીજી જેનમા હતા, અને સ્વરાજનુ પહેલુ યુદ્ધ લગભગ સમાપ્ત થયુ હતુ થોડા વખત પછી, ૧૯૨૪મા ગાધીજીને ઓપરેશન પછી મુક્ત કરવામા આવ્યા ત્યારે પૂનાની સાસૂન હૉસ્પિટલમા એમને જોવા હુ ગયો હતો ત્યા પણ એ શાન્ત, ધીરજવાળુ, આશામય સ્મિત નિહાળ્યુ હતુ પછી ગાધીજી જુહુ આવ્યા, અને શેઠ શાન્તિકુમારના બગલામા રહ્યા અઠવાડિયે બેત્રણ વાર સવારે હુ સાતાક્રુઝથી ત્યા જતો, કારણ કે 'ગાધી–અર્થશાસ્ત્ર' એ નામનુ પુસ્તક લખવાનો મારો વિચાર હતો ગાધીજી સાથે એમના અર્થશાસ્ત્રના સિદ્ધાન્તોની સવિસ્તર ચર્ચા કરી એ ઉપર પ્રકરણો લખતો કમનસીબે તેઓ ત્યાથી ગયા અને 'ગાધી–અર્થશાસ્ત્ર'નુ મારુ પુસ્તક અધૂરુ રહ્યુ પણ એ દોઢબે મહિનામા હુ એમના સારા સમાગમમા આવ્યો

૧૯૨૫–૨૬મા ચનણની ગજનીતિનો ઝઘડો દેશમા ચાલી રહ્યો હતો, અને વડી ધારાસભામા એ વિષય પર સરકાર અને રાષ્ટ્રીય પક્ષો વચ્ચે પાણીપતનુ યુદ્ધ ખેલાવાનુ હતુ સ્વાભાવિક રીતે રાષ્ટ્રીય પક્ષવાળાઓએ ગાધીજીના ટેકા માટે પ્રાર્થના કરી હતી, ને સ્વ પડિત મોતીલાલજીના ટેકા માટે પણ વિનતી કરી હતી આ બાબત ગાધીજીએ એવી ઇચ્છા દર્શાવી હતી કે દેશી વેપારી વર્ગનુ દૃષ્ટિબિન્દુ તેમને સમજાવવા મારે જાતે તેમને મળવુ આ મુજબ હુ તેમની પાસે જઇ ચારપાચ દિવસ રહેલો સવારસાજ તેઓ ફરવા નીકળે ત્યારે તેમની સાથે હુ જતો તેઓ જુદા જુદા સવાલો પૂછતા, ને એના જવાબ મારે આપવા પડતા ગાધીજી એક યા બીજી બાજુ પોતાનો નિર્ણય આપે ત્યારપહેલા તેમને પોતાના મન સાથે ખાતરી કરી લેવી હતી કે એ વિચારનુ સમર્થન કરનારા પ્રામાણિક વિચારવાળા છે ને દેશના હિતથી જ દોરવાયેલા છે મારી સાથે ચર્ચા થયા પછી કલકત્તામા મર્હૂમ શ્રી બી એફ માદન સાથે પણ એમને ચર્ચા થઇ હતી

૧૯૨૭મા ગુજરાતનુ રેલસકટ આવ્યુ અને મુબઇમા સર પુરુષોત્તમદાસના પ્રમુખપણા નીચે સ્થપાયેલી સમિતિના મન્ત્રી તરીકે ત્રણ વર્ષ મહેનત કરી મે ગુર્જરભૂમિને મદદ કરવાની કોશિશ કરેલી આ કામ મે ગાધીજીના જ કામ તરીકે ગણ્યુ હતુ ત્યારપછી આવ્યુ બીજુ સ્વરાજનુ યુદ્ધ ૧૯૩૨મા ગાધીજી યરવડા જેલમા હતા ત્યા જ હરિજન પ્રશ્નને અગે તેમના ઉપવાસ શરૂ થયા શેઠ મથુરાદાસ વસનજી સાથે હુ ગાધીજીને મળવા બેત્રણવાર જેલમા ગયેલો તે વખતે એ જેલ નહોતી પણ પરિષદભવન હતુ, અને જેલના ચોગાનમા આવેલા ઝાડ નીચે અખડ વાદવિવાદ ચાલતો હતો બીજી તરફથી ભયકર ચિન્તા એ હતી કે હરિજનોને લગતા કરાર

પર સહીઓ થાય ત્યાં સુધી પ્રભુ એમનું જીવન લંબાવશે કે કેમ ? છેવટે કરાર પર સહી થઈ તે પછી હરિજન સેવક સંઘની સ્થાપના થઇ તેની મુંબઇ પ્રાન્તિક શાખાના શેઠ મથુરાદાસ પ્રમુખ અને હું મન્ત્રી નિમાયા થોડાંક વરસ પછી શેઠ મથુરાદાસે પ્રમુખપદનું રાજીનામું આપ્યું, અને હું પ્રમુખ થયો મારું પ્રમુખપણું ગયે વર્ષે જ છૂટયું હરિજન ચળવળ માટે પણ પગામા તિનક સ્વરાજ ફાળાની જેમ ફાળો ઉઘરાવવામા તથા પ્રચાર કાર્યમા ખૂબ મહેનત કરી ૧૯૩૩ના ફેબ્રુઆરીમા હું સખત માંદગીમા આવી પડયો ત્યારે ગાંધીજીએ લખ્યું 'તમારો કાગળ વાચીને અમે બધા બહુ રાજી થયા બરોબર આરામ લઈ શરીર સાવ સારું થાય પછી જ કામે ચઢજો કંઈ ઉતાવળ નથી સુધારાના ખબર મને આપ્યા કે અપાવ્યા કરજો ઇશ્વર તમને દીર્ઘાયુ કરો '

સાંતાક્રુઝ, ૧૯-૭-૪૫

## ગાંધીજી સાથેના પુણ્યપ્રસંગો

**ડૉ હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ**

(૧) ૧૯૧૫મા દી બ અંબાલાલ સાકરલાલ વિદેહ થયા, ને અમદાવાદ નેતા વગરનું થઇ ગયું તે પહેલા અમારા સ્વદેશી મિત્રમંડળે, સ્વદેશકીર્તનોથી, પોળે પોળે જાહેર સભાઓ ભરી ત્યા સ્વદેશીના વ્રતો અને હિંદદેવીની પૂજાઓ યોજીને, સ્વદેશી સ્ટોર અને રાત્રીશાળાઓથી, તથા ગામડે ગામડે પુસ્તકાલયો, અંગ્રેજી નિશાળો, અને 'ઉદ્બોધન' માસિકથી શહેરમા ને આસપાસ રાષ્ટ્રીયતા ફેલાવવાનો સારો પ્રયત્ન કર્યો હતો નવું ક્રાન્તિકારી સાહિત્ય ફેલાવવા દાદાભાઇ લાઇબ્રેરી કાઢી હતી અને લાલા લજપતરાય તથા મીસીસ એની બિસેંટને ખાસ નિમન્ત્રણો

આપીને અમદાવાદ બોલાવ્યા હતા

એવામા ખબર આવી કે મોહનદાસ ગાંધી સ્વદેશ પધારે છે અમદાવાદ સ્ટેશને થઈને એ રાજકોટ જવાના હતા એટલે હુ ભવ્ય સત્કારની ગોઠવણ કરવા લાગ્યો પણ એવામા ગાંધીજીએ વર્તમાનપત્રોમા પ્રસિદ્ધ કર્યું કે 'મારા મોટા ભાઈના મૃત્યુનો મને શોક છે, અને સ્ટેશનો પર કોઈએ પધારવુ નહી '

અમારા તે વખતના નેતાઓ આમેય ઠંડા તો હતા જ, અને જોખમકારક રાજકીય પ્રવૃત્તિઓથી બને ત્યા સુધી દૂર રહેતા એમને તો ભાવતુ'તુ ને વૈદે કહ્યુ એના જેવી મનોદશા થઈ પણ હુ ગૂજરાત સભાનો સભ્ય હતો નહી, એટલે વ્યક્તિગત રીતે સ્ટેશન પર જવામા મારા પર કોઈ જાતનુ નૈતિક બંધન નહોતુ ત્રણચાર દિવસ અગાઉથી હુ ગાડીની ખબર રાખવા લાગ્યો અને બરાબર જે દિવસે ગાંધીજી સહકુટુબ જવાના હતા તે જ દિવસે અગાઉથી ખબર મેળવીને હુ સ્ટેશન પર પહોચ્યો

સ્વ ગોખલેજીએ દક્ષિણ આફ્રિકા જઈ આવ્યા પછી ત્યાની લડતને આ દેશમા બહુ પ્રસિદ્ધ કરી હતી [1] મહૂંમ ફિરોજશાહ મહેતાએ દમ'મા ભરેલી રીતે બાની વીરતાનુ બયાન કર્યુ હતુ [2] દયાનદ સરસ્વતી ને દાદાભાઈ પછી આ જમાનાના ત્રીજા મહાન ગૂજરાતી તે ગાંધીજી છે, એમ અમને લાગ્યુ હતુ. સ્ટેશન પર ગાડી બરાબર સમયે આવી હતી સુરેન્દ્ર મેદના પિતા દૂધ તથા નાસ્તો વગેરે લઈને આવેલા તે ગાંધીજી અને બાને વેઈટિંગ રૂમમા લઈ આવ્યા, ને હુ ત્યા ઘૂસ્યો ગાંધીજીએ કાઠિયાવાડી અંગરખુ અને ફાળિયુ પહેર્યા હતા મે નમસ્કાર કરીને તરત જ કહ્યુ કે 'આખુ શહેર આપને મળવા ઉત્સુક હતુ પરન્તુ કોઈએ

૧, ૨ જુઓ 'પુણ્યશ્લોક ગાંધીજી', પૃ ૨૯ તથા ૩૧ — સંપાદક

સ્ટેશને ન આવવુ એવી આપની આજ્ઞા હતી, તેથી કોઈ આવ્યુ નથી પણ આપ અનુકૂળતાએ અમદાવાદ પધારો એમ સૌ કોઈ ઇચ્છે છે.' ગાધીજીએ ઉપકાર માન્યો, અને સમય વિષે નક્કી કરવાનો પત્ર રાજકોટ લખવા સૂચવ્યુ સદ્ભાગ્યે તે દિવસે ગાડી મોડી થઇ, અને એમના ડબાની સામે ઊભા ઊભા, ને પછી સામેની પાટલી પર બેસી મે એ મહાપુરુષને એકીટસે નિહાળ્યા જ કર્યા કાન પ્રમાણમા મોટા લાગતા હતા રૂપ કઈ સુન્દર નહોતુ પણ મો પર અનેરુ ગાંભીર્ય જોઇને ત્યા દેશદાઝ જ અકિત થયેલી છે એમ મને લાગેલુ ઘેર આવી હુ ગૂજરાત સભાના મન્ત્રી શ્રી પાર્ટીને મળ્યો સ્ટેશન પરની વાત કહી, અને ગાધીજી પર નિમન્ત્રણનો રીતસર પત્ર લખવા વિનતી કરી એમણે એ પત્ર લખ્યો તેનો જવાબ પણ બેચાર રોજમા ફરી વળ્યો કે 'અમદાવાદના મહાજનનો હુ ઉપકાર માનુ છુ અને અમુક દિવસે અમુક ગાડીમા હુ આવીશ ' 'મહાજન' શબ્દને ફરી પ્રતિષ્ઠિત થતો મે ગાધીજીની વાણીમા જોયો બાકી તે વખતે તો મહાજનો લોકમાનસમા બહુ ઊતરી પડેલા હતા પાર્ટીને અમને ૧૯૦૨ ની મહાસભા, જેના પ્રમુખ સુરેન્દ્રનાથ બૅનરજી હતા, તેની યાદ દેવડાવી અને 'એ પ્રસગના જેવો જ સત્કારસમારભ યોજવામા પૈસાની ફિકર કરશો નહી,' એમ કહી અમને જાહેર સત્કારના ખર્ચને વિષે નિર્ભય કરી મૂક્યા બાકી તે પહેલા લાલાજી ને મીસીસ બિસેંટના સત્કારોમા તો હારતોરા ને ધજાપતાકા કે સભાઓ વગેરેના ખર્ચ માટે પણ અમને બહુ મુશ્કેલીઓ પડી હતી સત્કારસમારભના પ્રમુખ સ્વ સર ચીનુભાઇ માધવલાલ હતા જવાબમા ગાધીજીએ મુખ્ય વાત એ કીધી કે 'હુ નવી મૂડીથી નવો વેપાર કરવા માગુ છુ મારી દક્ષિણ આફ્રિકાની સેવાઓ ભૂલી જજો '

ગૂજરાત ક્લબમા ઇવનિંગ પાર્ટી રાખવામા આવી હતી પણ ત્યા

ગાધીજી જોડે કોઇ કઇ ખાસ વાત કરતુ નહોતુ ધણી વગરના ઢોર જેવી દશા હતી દી બ અબાલાલની ખોટ ત્યા પણ લાગી આખરે, સ્ટેશન પર કર્યુ હતુ તેમ, ત્યા પણ મે જ મુદ્દાસર વાત કરવાનો યોગ રચી નાખ્યો 'સુદરીસુબોધ'ના તન્ત્રી મારા મિત્ર રામમોહનરાય દેસાઇ, સ્વદેશી મિત્રમડળના મન્ત્રી કિરપાશકર પડિત જેમણે અખાડાની હિલચાલ શરૂ કરી હતી તે અણુભાઇ પુરાણી, રાત્રીશાળાઓના પ્રિન્સીપાલ રતનશાહ લાહેર, અમારા એક સ્વયસેવક વૃન્દાવન કસારા, અને જેમણે એક દિવસનો ઉપવાસ કરીને બચાવેના પૈસા દક્ષિણ આફ્રિકાના ફડમા મોકલ્યા હતા એવા ગૂજરાત કૉલેજના કેટનાક વિદ્યાર્થીઓ એ બધાની આવેશપૂર્ણ હૃદયે મે ગાધીજી સાથે ઓળખાણ કરાવી આ બધા નાના — બહુ નાના — માણસો હતા, પણ મહત્તાના પૂરા લક્ષણ એમનામા હતા

ગાધીજી ઉપાહારની અનેક વસ્તુઓમાથી કોઈ ચીજને અડકતા નહોતા, પણ ટેબલ પાસે એક સાદી ખુરસી હતી તેના પર બેસી રહ્યા હતા તે વખતે બીજાઓ તો મૂઠેમૂઠા ભરીને ખાવામા રોમાયા હતા રાસબરી, જિજર અને સોડાવૉટર તથા ચાના કપ ઉપર કપ પીતા હતા ને આઇસક્રીમ પર મારો ચનાવી રહ્યા હતા વૃન્દાવને ફળો વગેરે ગાધીજીને આપવા માંડયા તે એમણે ન લીધા ત્યારે થોડીક દ્રાક્ષ હથેળીમા લીધી, ને આગ્રહપૂર્વક આપવા માડી અમારા બધાનુ માન રાખવા એમણે બેચાર દાણા લીધા, ને અમને સન્તુષ્ટ કર્યા

આટલોયે પ્રસગ મને તો પ્રેરક થઇ પડયો અને હું પોતાની જાતને ભાગ્યશાળી માનવા લાગ્યો આખરે મે અતકરણની ભાવના દૃઢતાપૂર્વક ગાધીજી આગળ રજૂ કરવા માડી 'આપ અમદાવાદને જ આપનુ કાર્યક્ષેત્ર બનાવો એવી મારી વિનતી છે કાઠિયાવાડમા કઇ થઇ શકે એમ નથી અને મુંબઈ વિષે તો અમારા દી બ અબાલાલ કહેતા

કે મુબઈએ કઇ હિદુસ્તાનનુ પ્રતિનિધિ નથી સ્વયસેવકો આપ માગશો એટલા અહી મળશે ને પૈસાનો તો આપના પગ પાસે ઢગ થશે '

બીજે દિવસે મે દાદાભાઇ લાઇબ્રેરી, સ્વદેશી સ્ટોર વગેરે બતાવ્યા દાદાભાઇ લાઇબ્રેરીનો દાદર તેઓ ઊતરતા હતા ત્યારે સ્વ ગોખલેજીનુ એ વાક્ય મને યાદ આવ્યુ કે ' ગાધી તો માટીમાથી વીર પુરુષો ઉત્પન્ન કરે છે ' અમદાવાદની પ્રવૃત્તિ વિષે પોતે કઇ થોડુ થોડુ પૂછતા હતા એના ઉત્તરમા અમે કોઇએ જરા પણ અસત્યનો પાસ આવી જાય એવી હકીકતો એમને કહી નહોતી એનુ કારણ પણ અમારા સત્યવાદી સ્વભાવ કરતા ગોખલેજીનુ જ ગાધીજી વિશેનુ વચન હતુ કે ' એમની હાજરીમા કોઇથી અસત્ય વચન સરખુ ઉચ્ચારી શકાતુ નથી ' આ વિષે તો પાછળથી પણ મને બહુ પુરાવા મળ્યા છે અનેક વખત એમને મળવા જવાનુ હોય ત્યારે હુ એમની સાથે શી શી વાતો કરવી તે નક્કી કરીને જતો તેમા જૂઠુ કહેવાનુ તો કોઇવાર કઇ નહોતુ ગોઠવતો પરન્તુ અમુક વાત ન કહેવી એટલુ તો ઘણીવાર નક્કી કરતો પણ એમની સાથે વાતો શરૂ થાય કે તરત, જે ન કહેવાનુ નક્કી કર્યુ હોય તે પહેલુ કહેવાઇ જતુ

( ૨ ) પછી ગાધીજી તો ખરેખર અમદાવાદ જ આવ્યા, અને લગભગ ૧૫ વર્ષ સુધી પોતાનો નિવાસ એમણે સાબરમતીને કિનારે આશ્રમોમા કરી રાષ્ટ્રની મહાપૂજા શરૂ કરી. મે એમને કદી પૂછ્યુ નથી કે ગુજરાત ક્લબમા એમને જે વિનતી કરવામા આવેલી તેની અસર એમના નિર્ણયમા ખરી કે નહી, અને હોય તો કેટલી ? પણ હુ માન્યા તો કરુ છુ કે તેમણે અમદાવાદમા નિવાસ કર્યો તેનો થોડો પણ યશ મને મળવો જોઇએ

કોચરબ પાસેના આશ્રમમા તેઓ રહ્યા પછી તો દરરોજ સાજે હુ

ત્યાં જતો, પ્રાર્થનામાં ભાગ લેતો, અને રસ્કીનનું 'અન્ટુ ધીસ લાસ્ટ' એમણે વાંચવાનું રાખ્યું હતું તે સાંભળતો બરાબર એક મહિનાની મુદત થઈ ત્યારે પોતે મને ને મારા મિત્ર હરિપ્રસાદ પીતાંબરદાસ મહેતાને પૂછ્યું કે 'તમારાં નામ શાં ? શું કરો છો ?' વગેરે મેં મહેતાને કહ્યું . 'આજે આપણી પૂજા ફળી '

પછી આશ્રમનું નામ પાડવા વિષે ચર્ચા ચાલી ગાંધીજી કહે 'ચાલો આપણે શહેરના અગ્રગણ્ય નાગરિકોની સલાહ લઇએ.' પણ એ નાગરિકો કોણ એનો નિર્ણય મારે કરવાનો હતો મેં કહ્યું 'ગૂજરાત ક્લબના સભ્યો જ એ ચર્ચાના અધિકારી ગણાય ' પછી ક્લબના મન્ત્રી સ્વ ચીમનલાલ બૅરિસ્ટરને મળી ગાંધીજીને મળવાનો સમય વગેરે હું નક્કી કરી આવતો કુલ ચારપાંચ વખત ત્યાં ગાંધીજીને મળવા બધા એકઠા થાય એમ ગોઠવેલું વારવાર દિવસ અને સમય મુકરર કરવા જવાનું થયું ત્યારે એકવાર ચીમનલાલે મને કહ્યું 'આમ તસ્દી લેવાની જરૂર નથી ક્લબનું ગૂજરાતી એદીખાનું છે, એમાં ગાંધીજીને જ્યારે લાવના હોય ત્યારે રજા કૃપા લેવાની જરૂર નથી કનબ કોઇ દિવસ સાન્જના ખાલી હોતી જ નથી કોઈ ને કોઈ તો ત્યાં પડ્યો જ હશે '

પણ ક્લબમાં જવાનો ગાંધીજીનો હેતુ પોતાનું જીવનકાર્ય અને સત્યાગ્રહ સમજાવવાનો હતો એ ચર્ચાઓ ધીમેધીમે બહુ રસપ્રદ થઇ હતી જેઓ બેદરકારીથી એમની વાતો સાંભળતા તે પણ આખરે તો વાદવિવાદમાં આગળપડતો ભાગ લેવા લાગ્યા હતા સરદાર વલ્લભભાઇ તે વખતે પત્તાં રમવામાં મશગૂલ રહેતા, અને એમના બેરનું ધ્યાન ગાંધીજીએ ઉપાડેલી ચર્ચા તરફ જાય તો તેને અકાવતા કે 'પત્તામાં ધ્યાન રાખ' નરહરિભાઈ અને મહાદેવભાઈ આ પછી આવેલા આખરે 'સત્યાગ્રહાશ્રમ' એ નામ લગભગ સર્વાનુમતે નક્કી થયું

શહેરની અનેક જાહેર સભાઓમાં અને લૌકિકોમાં ગાંધીજી જતા આવતા, કારણકે લોકસેવકે લોકોનો પરિચય તો કરવો જ જોઇએ. એ વખતે શહેરના એમના લગભગ બધા જ કાર્યક્રમો હું ગોઠવતો. એમાં સાહિત્ય સભાનું એક કલાપ્રદર્શન, દાદાભાઇ જયંતી, ગોખલે જયંતી એ મુખ્ય હતા. એક સભામાં 'દીપે અરુણું પરભાત, જય જય ગરવી ગુજરાત,' એ લીટી ગવાઇ. ગાંધીજી તે વખતે બોલ્યા કે 'કવિઓને અતિશયોક્તિ કરવાની ટેવ હોય છે. ગૂજરાતમાં ક્યાંયે અરુણું પરભાત દીપતું નથી. અહીં તો રાત્રીની નિદ્રા ચાલે છે.'

( ૩ ) આશ્રમમાં એક પછી એક ચિત્રવિચિત્ર માનવીઓ આવ્યે જતાં હતાં. એક બપોરે એક નવા એમ. એ. એલ. એલ. બી. ગયા, ને કહેવા લાગ્યાઃ 'સાહેબ, મારા લાયક કંઇ કામ બતાવો.' ગાંધીજી કહેઃ 'આવો, આ ઘઉં વીણો.' પોતે પણ તે વખતે ઘઉં વીણતા હતા, ને દળવા જવાની તૈયારીમાં હતા. પેલા એમ. એ. એલ. એલ. બી. તો ડઘાઇ જ ગયા. કૉલર, ટાઇ, પાટલૂન અને પાઘડી પહેરેલાં, એટલે એક તો પલાંઠી વાળીને બેસવાનું જ મુશ્કેલ હતું. તેમાંયે અરધો કલાક થયો છતાં ગાંધીજી એમને 'રહેવા દો' એમ પણ કહે નહીં. આખરે પરસેવાથી રેબઝેબ થયેલા ઊઠ્યા, ને કહ્યુંઃ 'સાહેબ, હવે હું રજા લઉં છું!' ગાંધીજી કહેઃ 'પધારો.' આ વાતનો સાંજની પ્રાર્થનામાં ગાંધીજીએ ઉલ્લેખ કર્યો, ને કહ્યુંઃ 'હું એ ભાઇનો દોષ કાઢતો નથી. નવી કેળવણીએ બધાને હાથકામની મહત્તા સમજતા અટકાવ્યાં છે. આવા બહુ ભાઇઓ મારી પાસે આવે છે. હમણાં હું કંઇ રાજકીય મંડળ કાઢું કે છાપું કાઢું તો એવા મન્ત્રી થવા ઉત્સુક હોય છે. પણ હું એવું કંઇ કરતો નથી. કરું તો અહીં ઘોડાગાડીઓની હાર જામે, સભાઓ થાય, ચર્ચાઓ થાય, અને લોકો માને કે સ્વરાજ આવ્યું, સ્વરાજ આવ્યું. પણ

મને એ. પદ્ધતિએ કામ કરવુ ગમતુ નથી હુ બહુ નાનો માણસ છુ, અને દેશ બહુ મોટો છે પણ મારુ માને તો હુ એને સાચા કાર્યની દિશા સુઝાડુ ખરો '

(૪) દરમ્યાન નવા જૈન મન્દિરો, લાકડાની કોતરણીના કામ, હાથકાગળના કારખાના અને ગાલીચાકામ મે ગાધીજીને બતાવ્યા તેમની સાથે મિ પોથાક પણ હતા એકબે કિનખાબની સાળો પણ બતાવી તે વખતે અમદાવાદની ગ દી પોળો તો ભેગાભેગી જ એમનાથી જોવાઈ ગઈ હૃષીકેશ અને લક્ષ્મણ ઝૂલા જેવા તીર્થોમા કોર્યુગેટેડ આયર્ન શીટ્સ એટલે ધોળા લોઢાના પતરા અને ઝૂનતો પુન કુદરતી સૌન્દર્યને કેવા બગાડે છે એનુ દૃષ્ટાન્ત આપીને, ગાધીજી આપણા જીવનમાથી અદૃશ્ય થઇ ગયેલી કલા માટે શોક કરતા હતા ખેતરપાળની પોળના જૈન મન્દિરમા જડિત કામની ભીંતો, પુષ્પો, પક્ષીઓ ને રગબેરગી ચોકની સાથે છ પૈસાના ફાનસનો દીવો જ્યારે એમણે જોયો ત્યારે કકળી ઊઠ્યા. શુદ્ધ વનસ્પતિના રગો વડે, કોઈ પણ કારખાનાથી થઈ જ ન શકે એવી સુન્દર કારીગરીના કીમતી ગાલીચા જોઇને, એમના સાદા જીવન સાથે એ મોજશોખની કલાનો મેળ નહોતો મળતો છતા, એની નોધપોથીમા એમણે લખ્યુ કે 'અહીના ધનિકો, જેઓ પરદેશી રાચરચીલુ વસાવે છે, તેમને આ ગાલીચા ખરીદવા હુ ભલામણ કરુ છુ ' સોમનાથ ભૂધર મિસ્ત્રીની લાકડાની જાળીઓ એમણે બહુ રસપૂર્વક નિહાળી એમા સીદી સઈદની લાલ દરવાજાવાળી જાળી આબેહૂબ ઉતારવામા આવી હતી બીજા નમૂનામા દિ દુ મન્દિર અને વસ્ત્રહરણનો દેખાવ હતો. પોતાકે કહ્યુ 'મિસ્ત્રીએ તો આમા પોતાનો આત્મા રેડ્યો છે.' ગાધીજીએ પોતાકને અનુમોદન આપ્યુ, અને આવી ઉત્તમ કલાને ઉત્તેજનને અભાવે મરવુ પડે છે એમ જાણી એમને ખૂબ ગ્લાનિ થઇ. તે દિવસની બધી કલાપાના દુખ હતી હાથકાગળ

બનાવનારા કાગદીઓ પણ મરવાને આળસે જ જીવતા હતા કિનખાબ માત્ર ગોસાઈજી મહારાજના મન્દિરમા પિછોઈઓ કે ગાદીતકિયા માટે જતો એટલો જ ખપતો હતો. બીજા કારખાનાવાળાના છોકરા મિલોમા જવા લાગ્યા હતા.

(૫) એક દિવસ ગાધીજી વિકટોરિયા બાગ પાસેના દેશી ખ્રિસ્તીઓના મન્દિરમા પણ પેઠા હતા. ત્યાનુ તાલમય સગીત જોઈને પ્રાર્થના વખતે કહેવા લાગ્યા 'એ મન્દિરોના સુરીલા સંગીત સાથે આપણી પ્રાર્થનાના બેતાલા સગીતને સરખાવુ છુ ત્યારે મને શરમ આવે છે આપણા સગીતમાથી તાલ ગયો તેની સાથે આપણા જીવન પણ બેતાલા થઈ ગયા છે એમા નવાઈ નથી' મે કહ્યુ 'આપ આશ્રમ માટે કોઈ સારા સગીતશાસ્ત્રીને બોલાવો, ને વિષ્ણુશાસ્ત્રી દિગબરને લખો' ગાધીજી કહેઃ 'મે એમ જ કર્યું છે. આજે જ દિગબરજીને પત્ર લખ્યો છે.' એને પરિણામે પડિત નારાયણ મોરેશ્વર ખરે આશ્રમમા આવ્યા, અને જીવ્યા ત્યા સુધી એમણે સગીતની અને ગૂજરાતની કેવી અનુપમ સેવા બજાવી તે સૌ કોઈ જાણે છે

(૬) આશ્રમ કોચરબથી સાબરમતી લઈ જવાનો ઠર્યો તે અરસામા એક જાહેર સભામાથી હુ ગાધીજીની સાથે જ પ્રાર્થના માટે પાછો આવતો હતો એમણે એલીસ પુલ પરથી મને સાબરમતી આશ્રમની જગા દૂર દૂર આગળી કરીને બતાવી મે બરાબર જોઈને કહ્યુ 'એ તો દધીચિ ઋષિના આશ્રમવાળી જ જગા' એમણે પૂછ્યુ 'કયા દધીચિ?' મે દેવાસુરસગ્રામ વખતે ઇન્દ્રને હથિયાર કરવા માટે પોતાના હાડકા આપનાર દધીચિની કથા કહી ગાધીજી કહે 'બરાબર આપણે પણ કોઈવાર એ જ વેશ ભજવી બતાવીશુ.'

(૭) સ્વ ગોખલેને પોતે રાજકીય ગુરુ માનતા, પણ ભારત

સમાજમા જોડાયા નહી પણ ગોખલેજીએ એમને બાર મહિના આખા હિંદમા પર્યટન કરવાની સલાહ આપી હતી, અને કહ્યુ હતુ કે ‘પૂરા બાર મહિના ફર્યા પછી તમારે સેવાના કાર્યક્રમો ઘડવા ત્યા સુધી ચૂપ રહેવુ.’ એ પ્રતિજ્ઞા ગાંધીજીએ અક્ષરશ પાળી જે દિવસે બાર મહિના પૂરા થયા તે દિવસે સાજે મે આર્થના પછી ગાધીજીને પૂછ્યુ ‘કહો, સાહેબ! આપે હવે હિન્દુસ્તાન જોયુ આપનો અભિપ્રાય જણાવો’

ગાધીજીએ નિસાસો નાખ્યો ને કહ્યુ ‘બધે નાટારગ ચાલી રહ્યા છે કોઈ દેશને માટે મરવા તૈયાર નથી’

મે જરા ઉશ્કેરાઈને કહ્યુ ‘આપ આવુ શુ કહો છો? પજાબ તો સાચા અત કરણવાળા લોકોનો દેશ (*land of whole-hearted people*) ગણાય છે લાલા લજપતરાય ત્યા છે દક્ષિણમા લોકમાન્ય છે અને બગાળમા ક્રાન્તિકારીઓ જીવ હાથમા લઈને ફરે છે એ બધા નાટક કરે છે?’

ગાધીજી ‘હુ જે બોલ્યો તે વિચાર કરીને બોલ્યો છુ. કેવા મહાન પુરુષોની વિરુદ્ધ હુ બોલ્યો છુ તેની મને ખબર છે પણ મે જે કહ્યુ તેમાથી એક શબ્દ પણ હુ પાછો ખેચી લેવા માગતો નથી ક્રાતિકારીઓ મરવા તૈયાર છે પણ એમના કાર્યક્રમ સાથે હુ સમત નથી, એટલે એમને હાલ બાજુ પર મૂકો લોકમાન્ય પ્રત્યે તો મારા ભક્તિ ભાવનો પાર નથી પણ જ્યારે હુ દક્ષિણ આફ્રિકામા હતો, અને ત્રણ ત્રણ દિવસ સુધી પોતે રાજદ્રોહી નથી એમ સાબિત કરવા તેમણે અદાલતમા લાબુ ભાષણ કર્યું ત્યારે હુ ખૂબ ઊકળેલો મને થયેલુ કે તેઓ એમ કેમ કહી દેતા નથી કે “જે રીતે હિદુસ્તાનમા રાજ્યઅમલ ચાલે છે તેનો તો હુ દ્રોહી છુ જ એનો દ્રોહ ન કરુ તો શું કરુ? એ ગુનો તો મે કર્યો છે એને માટે તમારે મને જે વધારેમા વધારે સજા કરવી હોય તે કરો મને

છોડી મૂકશો તોપણ હું તો એ ગુનો કર્યા જ કરીશ "? પણ લોકમાન્યે એવું કંઇ કહ્યું નહીં. એ પણ મેં જે નાટારંગ કહ્યો તેનો જ એક ભાગ હતો. તેઓ શઠં પ્રતિ શાઠ્યમ્ માને છે, ને હું શઠં પ્રત્યપિ સત્યમ્ માનું છું, એ અમારી વચ્ચે મોટો મતભેદ છે.'

(૮) સાબરમતી આશ્રમ હજુ તો બંધાતો હતો, ને મજૂર ચળવળ ચાલી. એ વખતની ઘણી ચર્ચાઓ, વાટાઘાટો ને સંવાદોનો હું સાક્ષી છું. એ વખતે સ્વ. આનન્દશંકરભાઇને લવાદ નીમીને, સાક્ષરોએ કર્મયોગી પણ થવું જોઇએ એ મર્મ તેમણે સાધ્યો હતો. શાહપુર બાજુના એક બાવળિયા નીચે મજૂર સભાઓ થતી. એવી એક સભામાં સ્વ. શ્રદ્ધાનન્દજી આવેલા. તેમણે કહ્યું હતું કે 'મેં જીવનમાં અનેક દૃશ્યો જોયાં છે, પણ આજના જેવું દૃશ્ય તો કદી જોયું નથી.'

(૯) ડૉ. સુમન્તભાઇ મને આરોગ્યના કામમાં જ જીવન સમર્પણ કરવા કહેતા હતા. એ વિષે મને ગાંધીજી પણ આગ્રહ કરે, એ હેતુથી તેઓ એક દિવસ મને લઇને આશ્રમમાં આવ્યા. ગાધીજીએ મારી સાથે તદ્દન એકાંતમાં મસલત કરવા એક તંબૂમાં પ્રવેશ કર્યો. મેં કહ્યું: 'રાજકારણ અને સાહિત્ય એ વિષયોને મેં મારા કર્યા છે. શહેરની એ વિષેની સેવાઓમા મારો પણ કંઇક હિસ્સો છે. એ મૂકીને એકલા આરોગ્યને તો હુ બધો સમય ન આપું એનો વચેોડો ચડે તો જાનૈયો થાઉં ખરો, પણ વરરાજા નહીં.' ગાંધીજી એ દલીલ સમજી ગયા, ને મને દબાણ કરવું રહેવા દીધું.

(૧૦) એક દિવસ એક ધનપતિએ ગાંધીજીનો પૂરો એક કલાક લીધો. બહાર અનેક અગત્યનાં કામો લઇને આવેલા માણસો ખોટી થતા હતા. મારે પણ કંઈ એવું જ અગત્યનું કામ હતું. ધનપતિ બહાર નીકળ્યા એટલે તરત જ હું પહેલો એમની ઓરડીમાં ગયો, ને સખત રીતે ફરિયાદ

કરી કે ' આપ એ પાડાને શુ દોહતા હતા ? એમાથી શુ દૂધ નીકળવાનુ હતુ ? ' ગાધીજી જરા નરમ પડી ગયા, ને ક્ષમા માગતા હોય એમ બોલ્યા ' હુ રહ્યો લોભી માણસ તમારા બધાની જેવી ખુશામત કરુ છુ એવી જ ખુશામત એમની કરતો હતો કોઇ દિવસ એ દેશ માટે કામમા આવે ' કહીને હસી પડ્યા

( ૧૧ ) ૧૯૧૯ મા ' નવજીવન ' નીકળી ચૂક્યુ હતુ એમની આજ્ઞાથી મે અમદાવાદની પોળોની ગદકીના વર્ણન શરૂ કર્યા હતા. બીજા લેખો પણ બહુ સારા આવવા માડ્યા હતા ગાધીજીને 'નવજીવન' માટે હિદ દેવીની એક છબિ જોઇતી હતી શ્રી રવિશકર રાવળ પાસે એમણે એ છબિ તૈયાર કરાવી રવિભાઈ એ છબિ લઇને ગાધીજી પાસે ગયા તે વખતે હું પણ અનાયાસે ત્યા જઈ ચડેલો રવિભાઇએ છબિ પહેલા મને દેખાડી, ને પછી ગાધીજીને દેખાડવા ગયા એમણે તો એ છબિ પાસ કરી, ને 'નવજીવન 'ના તે પછીના અકમા પ્રસિદ્ધ કરવાનુ નક્કી કર્યું. રવિભાઇના સાભળતા જ મે ગાધીજી સાથે ઝઘડવા માડ્યુ ' આપે આ છબિ પાસ કરી ? એનો રાજમુગટ ક્યા છે ? એ ધૂળમા રગદોળાઇ ગયો છે તો ભલે પણ એના વાળ લૂખા છે એમા પૈસાનુ ધુપેલ પણ કેમ નથી ? લૂગડા આટલા બધા ખરાબ કેમ છે ? આ તો ભારતમાતા નથી કોઇ વાઘરણ જેવી લાગે છે રવિભાઇ જેવા ચિત્રકારને શુ કહેવુ ? અને આપને શુ કહેવુ ? ' ગાધીજી શાન્ત ચિત્તે આ બધુ સાભળતા હતા રવિભાઇ પણ જાણે ગુનેગાર અદાલતના પાજરામા ઊભા હોય એવા થાય્યા ગાધીજીએ દૃઢતાથી જવાબ આપ્યો ' હુ તો આખા હિદુસ્તાનમા ફર્યો છુ ને ! મે તો રવિભાઇએ દોરી છે તેના કરતા વધારે સારી ભારતમાતા ક્યાયે ન જોઇ ' હું દુખી હૃદયે ગાધીજીને સાભળી રહ્યો આખમાથી માત્ર આસુ પડવા બાકી હતા રવિભાઇએ છુટકારાનો દમ લીધો

( ૧૨ ) અમદાવાદની ગંદી પોળો અને દેશ સમસ્તની અનારોગ્ય દશા એક જ જાતની જોઈને ગાંધીજીએ કેટલાયે દિવસ સુધી સ્વચ્છતાની વાતો કર્યા કરી. પછી કહે : 'મારે અમદાવાદ મ્યુનિસિપાલિટીના સભ્ય થવું છે. આ શહેરને હું સાફ કરીશ, બીજા સભાસદોને એમના કર્તવ્યનું ભાન કરાવીશ, અને એક અમદાવાદને સાફ કરીને આખા દેશની સેવા કરીશ.' મેં કહ્યું: 'આ તો મોટો ઉકરડો છે. એના ઉપર ઊભા રહેશો તો અંદર જ ગરી જશો. ત્યાંથી બહાર જ નહીં નીકળાય. પછી સ્વરાજનું શું થશે ?' પણ તેઓ માને નહીં. ચૂંટણી પાસે આવતી હતી. મને કહેવા લાગ્યા કે 'મારો મ્યુનિસિપલ સભાસદ થવાનો બંદોબસ્ત કરો.' હું કચવાતે મને મ્યુનિસિપાલિટીમાં ગયો. પ્રમુખ રમણભાઈને મળ્યો; ને ગાંધીજીનું નામ મતદાર (વોટર) તરીકે પણ નથી એમ જાણીને ખુશ થતો થતો એમની પાસે ગયો. ગાંધીજી એમ છોડે એવા નહોતા. કહેઃ 'મારું નામ મતદાર તરીકે આવવું જ જોઇએ.' મેં કહ્યું: 'આપ કર ભરતા નથી. પણ બૅરિસ્ટર છો એમ કહો તો નામ આવે. પણ બૅરિસ્ટર તરીકે તો આપ બંધ થયા છો.' ગાંધીજી કહેઃ 'તમારે દવાખાને મારું એક પાટિયું લગાવો. તેના પર લખોઃ મોહનદાસ કરમચંદ ગાંધી, બૅરિસ્ટર-ઍટ-લૉ. પછી મારો મત લઇ આવો.' હું ફરી રમણભાઇ પાસે ગયો. બૅરિસ્ટર તરીકે એમને 'મત' આપવા વિનંતી કરી. તે માનીને તેમણે ગાંધીજીનું નામ મતદારોની યાદીમાં લખાવડાવ્યું. પણ હું દરરોજ ભગવાનને પ્રાર્થના કરીને કહેતો હતો કે 'હે ભગવાન ! તું આમને મ્યુનિસિપાલિટીમાં ન મોકલીશ. નહીં તો સ્વરાજનું શું થશે ?' તેઓ મ્યુનિસિપાલિટીમાં જવાની જક લઇને બેઠા હતા. આખરે ભગવાને મારી પ્રાર્થના સાંભળી. ખેડા સત્યાગ્રહ ઊપડ્યો; અને ગાંધીજીને જેવું રાજકીય કામ જોઇતું હતું તેવું મળી ગયું.

( ૧૩ ) એ સત્યાગ્રહમાં અમને કામ કરનારાઓને જુદાં જુદાં ગામડાં

મળ્યા હતા ગામલોકના સુખદુ ખ એમની રહેણીકરણી વગેરે પ્રત્યક્ષ જોવાનો આવો પ્રસગ અમારા જીવનમા કદી મળ્યો ન હતો એક દિવસ મે ગાધીજીને કહ્યુ 'પાકની આનાવારી તો કાઢીએ છીએ પણ ગામડાના લોકોના જીવનની પણ આનાવારી કાઢના જેવી છે ' ગાધીજી કહે 'બરાબર છે એ માટે તો હુ તમને બધાને અહી લાવ્યો છુ લડત એ તો એક નિમિત્ત છે આ કેળવણીએ આપણને બધાને આપણા પોતાના દેશમા પરદેશીઓના જેવા કરી મૂકયા છે ચોપડીઓમાથી આપણે પોતાના દેશના વર્ણનો વાચીએ છીએ પણ દેશનુ પ્રત્યક્ષ જ્ઞાન થાય એ હેતુથી જ આ લડત ઉપાડવામા આવી છે તમે જીવનની આનાવારી જરૂર કાઢજો આપણી સામાજિક દુર્દશાએ જ આપણી રાજકીય પાયમાલી આણી છે જેઓ એમ માને છે કે રાજકીય પડતીએ આપણી સામાજિક પડતી આણી છે તેમની સાથે હુ મળતો નથી થતો પહેલા સમાજ બગડયો પછી ગુલામી આવી છે ' આ વિષય પર પછી મે 'સમાલોચક' મા એક લેખ લખ્યો એમા ગાધીજીની પ્રવૃત્તિને કેળના પાદડા સાથે સરખાવી જેમ કેળના એક પાદડામા બીજુ પાદડ, અને બીજામા ત્રીજુ પાદડુ હોય છે, તેમ ગાધીજીની લડતોમા અનેક મુદ્દા રહેલા હોય છે

જ્યુ કદ ની કે પાતમે પાત પાત ઔર પાત
ત્યુ ચાતુરકી બ તમે બાત બાત ઔર બાત

( ૧૪ ) ખે ા સત્યાગ્રહ વખતે વાતો કરવાનો બહુ વખત મળતો હજુ ગાધીજી મહાત્મા ' થયા નહોતા એટલે અમને અનેક વિષયો પર એમની સાથે વાર્તાલાપ કરવાનો અમૂલ્ય લાભ મળ્યો છે કહલાલમા ગાધીજી ર૧ મોહનલાલ પડયાની મેડીએ નીજે માળ સૂના ગયા હતા વ લભભાઇ વગેરે બીજે માળ આરામ લેવાની તૈયારીમા હતા હુ કઇક કામ સારુ નીજે માળ ગયો મોહનલાલના પત્નીએ તેમના પતિ વિષે મારી

આગળ ફરિયાદો કરેલી તે ગાધીજીને કહેવાની હતી. એ તો થોડી વારમા કહી રહ્યો પણ પછી, ગાધીજીની 'ફિલસૂફી' મને નિરાશાવાદી લાગતી હતી તે વિષે મે વાત ઉપાડી. મે તે અરસામા 'Pleasures of Life'નો ગૂજરાતી અનુવાદ 'સસારના સુખ' નામે કર્યો હતો તેના વિચારોને મુકાબલે ગાધીજી મને તે વખતે જીવનદર્શનમા બહુ આશાવાદી નહી લાગેલા ચર્ચા ઠીકઠીક લબાઇ ગાધીજી પોતાની 'ફિલસૂફી' સપૂર્ણ આશાવાદી છે એમ સિદ્ધ કરતા હતા, અને હુ માનતો નહોતો આખરે બહુ મોડુ થવાથી હુ નીચે ગયો વલ્લભભાઇ કહે 'આટલી વાર શુ ફિલસૂફુ કૂટતા હતા?' હુ કઈ ન બોલ્યો

(૧૫) ખેડા સત્યાગ્રહમા 'ડુગળીચોર' મોહનલાલ પડ્યાને વીસ દિવસની આસન કેદની સજા થઇ હતી જે દિવસે એ છૂટવાના હતા તેને આગને દિવસે ડા કાનુગા, બચુભાઈ, હુ વગેરે રાતની ગાડીએ મહેમદાવાદની ધર્મશાળામા સૂઇ ગયા હતા પછી ખબર પડી કે ગાધીજી સવારની ગાડીએ આવે છે, અને સદેશો હતો કે અમારે બધાએ મહેમદાવાદથી ખેડા પાચ માઇલ ગાધીજી સાથે ચાલીને જવુ એ આખે રસ્તે ચાલુ રાજકીય વિષયો—જેવા કે પહેલુ યુરોપીય યુદ્ધ, અને એમા હિદે લશ્કરી ને પૈસાની મદદ કરવી કે નહી—પર વાતો થઇ

(૧૬) અમદાવાદની સૈન્યભરતીની સભામા ગાધીજી સરકારને મદદ કરવાના પક્ષમા બોલ્યા સ્વ મગનભાઇ ચતુરભાઇ પટેલ અને સ્વ નગીનદાસ સઘવી વગેરે વિરુદ્ધ બોલ્યા ગાધીજીએ મારો અભિપ્રાય પૂછ્યો 'ઝાઝા છોકરા છે તેથી કઇ વાડમા નાખવાના નથી,' એવો મત નગીનદાસ સઘવીએ ઉચ્ચાર્યો, તેની સાથે મે સમતિ દર્શાવી પ્રામાણિક મતભેદોને વ્યક્ત કરવા ખુદ ગાધીજી ઉત્તેજન આપતા હતા અને છતા તે વખતે તો પોતે સરકારના વફાદાર દેશભક્ત હતા

(૧૭) ૧૯૨૦માં ગૂજરાત વિદ્યાપીઠ નીકળી. જોતજોતામાં મકાન અને પુસ્તકાલય થઇ ગયાં. આઠ વર્ષ એણે ઉચ્ચ કેળવણી આપી. એની નિયામક સભા તથા કાર્યવાહક સમિતિમાં ગાંધીજીએ મને રાખ્યો હતો, એટલું જ નહીં પણ લલિતકલા વિભાગનો તો ડીન—એટલે કલાનિધિ—બનાવેલો. એ પ્રસંગોમાંથી ફક્ત એકબે જ અહીં કહી શકાશે. એક પદવીદાન પ્રસંગે એમણે કહ્યું કે 'આ પ્રોફેસરોએ મારી પાસેથી ગીતા લઈ લીધી, ને મારા કપાળમાં અર્થશાસ્ત્ર (પોલીટીકલ ઇકોનોમી) માર્યું છે.' ૧૯૩૦ માં વિદ્યાપીઠ બંધ કરતા હતા. મેં કહ્યું કે 'દેશના યુવકો અત્યાર સુધી સરકાર તરફ જોતા હતા. હમણાંના એ આપની તરફ જોવા લાગ્યા છે. જેટલું રેંટિયામાં સ્વરાજ છે એટલું જ કેળવણીમાં પણ છે, એ વાક્ય નીચે આપ લીટી મારો; એટલે હું બોલવું બંધ કરું.' તેઓ કહે : 'બરાબર. લીટી મારી. એવી લીટી મરાવવા જેવું કઇ હોય તો તમારે તેમ કરાવતા રહેવું, કેમકે હું રહ્યો ઉતાવળિયો માણસ.' પણ એમને તો સ્વરાજ લેવાની તાલાવેલી લાગી હતી, ને એને માટે સૈન્યભરતી કરવી હતી. વિદ્યાપીઠનો એકેએક વિદ્યાર્થી, એના અધ્યાપકો, કારકૂનો, પટાવાળા, અને છેવટે ઝાડુદાર પણ સૈન્યમાં જોડાઈ ગયા. ૧૯૩૨માં વિદ્યાપીઠનું મકાન પણ સરકારે જપ્ત કર્યું. એક પ્રસંગે ગાંધીજી કહે : 'મોટાં મોટાં મકાનો ને સસ્થાઓ આપણા તાબામાં હોય, ને એમને બચાવવા આપણે કોઈ રાજકીય લડતમાં ન પડીએ, તે યોગ્ય નથી. સિદ્ધાન્તને ખાતર એ ચીજોને જવા દેવી, એટલું જ નહીં પણ તોપને ગોળે સરકાર એને ઉડાવી દે એવું હોય તો તે પણ થવા દેવું. જે હેતુથી સંસ્થાઓ કાઢી તે હેતુ આથી ઉત્તમ રીતે ફળીભૂત થાય છે.'

(૧૮) રવીન્દ્રનાથ ઠાકુરને ગૂજરાતમાં કેમ બોલાવ્યા, તેમની આગળ ગૂજરાતની સંસ્કૃતિનો રસથાળ કેવો પુરાયો, હકીમ અજમલખાનના

પ્રમુખપદવાળી ૧૯૨૧ ની રાષ્ટ્રીય મહાસભાનો મંડપ કલામય કેવી રીતે થયો, તે વખતનું કલા પ્રદર્શન ઉત્તમ બનાવવામાં ગાંધીજીએ કેવી કેવી સહાયતા કરી, એ વિષયો જુદા જુદા નિબન્ધો જેટલા છે. ૧૯૨૦ ની સાહિત્ય પરિષદ વખતે ગાંધીજીએ કહેલું: 'મારા પડોશમાં કોશિયા ભૂંડા શબ્દો બોલે છે, ત્યાં સુધી નરસિંહરાવભાઈ કવિ શાના?' એમનાં એ વચને ઉલ્કાપાત જમાવેલો. તે ઉપરાંત ૧૨ મી સાહિત્ય પરિષદ વખતે એમને પ્રમુખ બનાવવાનો પ્રસંગ, એ બધું પણ અહીં લખતાં બહુ જગા રોકે.

(૧૯) આખરે દાંડી કૂચ આવી. ૮૦ જણા બ્રિટિશ સામ્રાજ્યને ઉથલાવવા પગપાળા મુસાફરી કરવાના હતા. અમદાવાદથી ખેડાની સરહદ સુધીના માર્ગની જવાબદારી મારે માથે હતી. આગલી રાતે મેં ગાંધીજીની પાસે જઈ કહ્યું: 'સાહેબ, કાલે એક લાખ માણસ સવારી જોવા આવવાનું.'

ગાંધીજી: 'એમ? અમારામાં એવું શું જોવાનું છે? અમને શિંગડાં ઊગ્યાં છે કે પૂંછડાં ઊગ્યાં છે?'

'એમ નહીં,' મેં કહ્યું. 'પણ પેલા ચકલાભાઈ અકડ કુકડકી વહેલડી ને બે ઉંદરડા જોડીને—

> અકડકુકડકી વહેલડી, બે જોડ્યા છે ઉંદરડા;
> મોચાએ ગારી ચકલી, એનું વેર લેવા ચાલ્યા!

એ વાત લોકોએ વાંચી છે. આપ ૮૦ જણ બ્રિટિશ સામ્રાજ્યને ઉથલાવવા કેમ જાઓ છો, એ જોવા લોકો આવવાના છે.'

ગાંધીજી: 'તમે પણ એમ જ માનો છો?'

મેં કહ્યું: 'હા જી.'

ગાંધીજી: 'તો પછી સરકારમાં આટલી બધી હાલાહાલી કેમ

છે ?' એનો જવાબ હું આપી શક્યો નહી.

બીજે દિવસે 'વૈષ્ણવજન તો તેને કહીએ' ગાઇને દાંડી કૂચની ટુકડી ઊપડી રાજકીય ક્રાન્તિને ધર્મ અને સત્યને આધારે ચનાવવાની તો ઇતિહાસમા આ પહેલી જ કૂચ હતી એમને પગલે પગલે દેશ જાગી ગયો નવાગામ નાયકા સુધી વિદાય આપીને હુ પાછો ફર્યો 'અમાસની રાત ને સ્વરાજનુ વહાણુ, સપરમે દહાડે સબરસ સબરસ,' ગાતો ગાતો હુ પણ બીનજકાતી મીઠુ વેચવા, પૂજ્ય કસ્તુરબાને પગે લાગીને, નીકળ્યો બાએ 'દેશને માટે' એટલુ જ બોલીને આશીર્વાદ આપ્યા

'હુ કાગડાને મોતે મરીશ, કૂતરાને મોતે મરીશ પણ સ્વરાજ લીધા વિના આ આશ્રમમા પગ મૂકવાનો નથી,' એમ કહીને ગાધીજીએ અમદાવાદ છોડયુ છે એમને કમોતે ન મરવા દેવા, અને આશ્રમમા હસતે મુખે સ્વરાજ લઇને પાછા પ્રવેશ કરે એ દિવસ લાવવો, એ મારા ને તમારા હાથમા છે એમણે તો દધીચિ ઋષિનો વેશ ભજવી બતાવ્યો છે હાડકા શસ્ત્રાસ્ત્ર કરવા આપી દીવા છે એ શસ્ત્રોથી આસુરી સપત્તિ પર વિજય મેળવવો એ કામ પ્રજાજનોનુ છે

અમદાવાદ, ૨૭ ૭–૪૫

## આશ્રમજીવનનાં સ્મરણો

વિઠ્ઠલ લક્ષ્મણ ફડકે

(૧) સ્વ ગોખલેજીના અવસાનના સમાચાર સાભળી ગાધીજી પૂને આવ્યા હતા હુ પણ તે વખતે પૂનામા હતો એમના દર્શન કરવા હુ ભારત સેવક સમાજના મકાનમા ગયો સને ૧૯૧૫ના ફેબ્રુઆરી મહિનાની એક સવાર હતી સૂરજના કુમળા તડકામા તદ્દન ભોય પર, કાઠિયાવાડી

સફેદ કામળો ઓઢીને ગાંધીજી બેઠા હતા એમના પોશાકની, રીતભાતની, બોલવાની સાદાઈ જોઈને જ હુ સમજી ગયો કે આ સાદો દેખાતો પુરુષ સાચો લોકનાયક છે મે અદર જઈને જયજય કર્યા ગુજરાતી 'જયજય' સાભળી એમણે મને નામ પૂછ્યુ. જવાબમા ગુજરાતીને બદલે મરાઠી નામ સાભળી એમને આશ્ચર્યને બદલે આનન્દ થયેલો લાગ્યો આશ્ચર્ય તો મને લાગ્યુ, કેમકે એમણે કહ્યુ 'હુ તમને ઓળખુ છુ' હુ 'કેમ કરીને? આપણે તો કદી મળ્યા પણ નથી' ગાધીજી 'હા, એ સાચુ. પણ તમારા મિત્રો (નામો દઈને) મને મળ્યા છે તમારી વાતો એમની પાસેથી મે જાણી છે' હુ 'ત્યારે મારે આપની સાથે થોડા દિવસ રહેવુ છે' ગાધીજી 'શુ કામ?' હુ 'આપણે મેળ ખાય તો આપની સાથે જ રહીને કામ કરવાનો વિચાર છે હુ પણ મારા કાયમના કાર્યક્ષેત્રની શોધમા જ ફરુ છુ' ગાધીજી 'પણ હમણા તો હુ મુસાફરીમા છુ તેમા તમને સાથે રાખવામા ખર્ચ થાય અને હુ પોતે જ હમણા જાહેરને પૈસે જીવુ છુ એટલે તમે થોડા દિવસ થોભજો હુ સ્થિર થાઉ ત્યારે તમે આવજો' હુ: 'બરાબર છે ત્યારે હવે હુ રજા લઈશ' મુલાકાત પૂરી થઇ હુ માત્ર દર્શન કરવાની જ આશાએ ગયો હતો મુલાકાતને અન્તે એક મહાપુરુષ જાણે મારા મિત્ર બન્યા હોય એવુ મને લાગ્યુ, અને મારુ ભવિષ્યનુ કાર્યક્ષેત્ર પણ લગભગ મળી જ ગયુ. 'પ્રથમ દર્શને પ્રેમ'ની વાત મહાપુરુષોની બાબતમા પણ સાચી પડે છે

(૨) હું આશ્રમમા દાખલ થયો ગાંધીજીના દક્ષિણ આફ્રિકાના સાથી શ્રી થબી નાયડુના દીકરાઓ એમણે ગાંધીજીને જ સોંપેલા_તેમાથી એક, થોડા મહિના પછી, મરણપથારીએ હતો. ઘણી દવાઓ કરીને અકળાયો હતો, અને આખરે મોત આવે તોપણ આશ્રમમા જ આવે એવા નિશ્ચયથી આવેલો આશ્રમવાસીઓ રાતદિવસ વારાફરતી એની

માવજત કરતા બધાની સાથે ગાંધીજીનો પોતાનો વારો તો ખરો જ જ્યારે જ્યારે છોકરો બોલાવે ત્યારે ત્યારે એમણે હાજર થવાનું તે વધારામાં એક દિવસ રાતે બાર વાગ્યે તેઓ પોતાની ફરજ પૂરી કરીને મને સોંપી ગયા એક કલાક પછી પોતાને ઉઠાડવાનું કહી પચીસ કદમ પર પોતાની પથારીમાં જઈને પડ્યા હું દરદીની સામે જ બેસી રહું તો મને ઊંઘ આવે એટલે વચ્ચે વચ્ચે આંટા મારી લેતો પંદરેક મિનિટ પછી ગાંધીજીની પથારી પાસે જઈને જોઉં તો તેઓ ઘસઘસાટ ઊંઘતા હતા! દરદીની આગલી બધી ચિન્તા હોવા છતાં આવી ગાઢ ઊંઘ કેમ આવે છે તેની મને બહુ નવાઈ લાગી કલાક પછી મારો વારો પૂરો થયો અને ગાંધીજીને ઉઠાડવા હું એમની પાસે જવા લાગ્યો તેવામાં સામી બાજુથી એમણે પોતે જ આવીને, 'કેમ વખત પૂરો થયો?' એમ મને પૂછ્યું, ત્યારે મને તેથીયે વધારે નવાઈ લાગી 'એક કલાક સુધી સારી ઊંઘ આવી હતી,' એમ પણ એમણે મને કહ્યું તેઓ દરદી પાસે જઈને બેઠા અર્ધો કલાક પછી દરદીએ એમના જ ખોળામાં માથું મૂકીને દેહ છોડ્યો તેમણે કોઈને પણ ઉઠાડ્યા નહીં સવારે પ્રાર્થનામાં જ સહુને ખબર આપ્યા

ગાંધીજી સાથે એ શરૂઆતના દિવસોમાં, એટલે કે સને ૧૯૧૫-૧૬-૧૭ માં મુસાફરી કરવાનો લાભ મને મળ્યો છે ત્યારે ઊંઘ પરના એમના આ અજબ કાબુનો અનુભવ મને થયો છે આગગાડીના ડબાની ભીડમાં શરીર સંકોડીને જરાક વાંકા વળીને તેઓ આંખ મીંચી દે ને ઊંઘવા માંડે તે પડોશમાં બેઠેલાને પણ ખબર ન પડે કેમકે ઝોકા ખાતા એમની ડોકને આંચકો આવે નહીં એ જાગતા પણ આંખો મીંચીને બેઠા છે સમજી કોઈ એમને સવાલ પૂછે તો એના અવાજથી પણ જાગીને તેને જવાબ આપે અને ફરી પાછા ગાઢ ઊંઘમાં પડે વાત કરતા કરતા કે લખાણ લખાવતા લખાવતા બેઠે આસને કે પથારીમાં ઊંઘવા જ માંડે અને જાગે

ત્યારે જાણે સતત બોલતા રહ્યા હોય એ રીતે જ અધૂરુ વાક્ય પૂરું કરે!

(૩) આશ્રમના શરૂઆતના દિવસોમા લગભગ રોજ સાજે ગાધીજી પ્રાર્થના પછી થોરોનુ 'Life Without Principle', રામદાસ સ્વામીના '**मनाचे श्लोक**', બનિયનનુ 'Pilgrim's Progress' વગેરે કઇક વાચીને વિવરણ કરતા હમેશા હાજર રહેનારાઓમાના એક ડૉ. હરિપ્રસાદ દેસાઈ હતા એક દિવસ પ્રાર્થનાને અન્તે ગાધીજીના હાથના અગૂઠા પર એક મધમાખી બેઠી. ગાધીજી એના તરફ શાન્તિથી ધ્યાન પૂર્વક જોતા જ રહ્યા જાણે કોઇ વૈજ્ઞાનિક કોઇ પદાર્થના ગુણધર્મની શોધ કરતો હોય! ડૉ હરિપ્રસાદને આ વિચિત્ર લાગ્યુ હશે એટલે અર્ધી મિનિટ એ દેખાવ જોઇને એમણે ટકોર કરી 'કાઢી મૂકો એને, નહામી ડંખ મારશે' ગાધીજી માત્ર હસ્યા, અને બોલ્યા 'તમે ભૂલો છો અત્યારે હુ એને છછેડુ તો જ એ ડખે એવો સભવ વિશેષ જરા પણ હાથ ન હલાવતા હુ બેસી રહીશ, તો એ એની મેળે ઊડી જશે' બોલ્યાને બેચાર ક્ષણ પણ નહી થઇ હોય ત્યા તો મધમાખી ઊડી ગઇ, અને ગાધીજી ફરી હસ્યા

(૪) ૧૯૨૧નો બનાવ આના કરતા બહુ વધારે ગભીર અને ભયાનક હતો ઉનાળાના દિવસો સાજની પ્રાર્થના પછી કંઇક નિરાત હોવાને લીધે ગાધીજી આમતેમની વાતો કરતા હતા. રાત કેટલી થઇ તેનુ કોઇને ભાન ન રહ્યુ આખરે બહુ મોડુ થયાનુ જાણ્યુ ત્યારે ગાધીજી તકિયાને અઢેલી લગભગ સૂતાની સ્થિતિમા પડેલા તે ઊઠવા ગયા ત્યા છાતી પર ઓઢેલી ચાદર ઉપર એક સાપ બેઠેલો એમણે પોતે દીઠો અર્ધી ક્ષણ શાન્ત રહીને બોલ્યા 'બે જણા અહી આવો હળવે રહીને આ ચાદર ઉપાડો, અને પેલી ઓરડીની પાછળ મૂકી દઇને પાછા આવો' શુ થયુ હતુ તેનુ હાજર રહેલામાથી ઘણાને ભાન પણ નહીં કોણ બે જણા ગયા

તે મને પણ યાદ નથી. ચાદર મૂકી દીધા પછી બધાએ જાણ્યુ કે સાપ હતો એકબે મિનિટ પછી, જાણે કશુ ન બન્યુ હોય એવી રીતે, એ સાપ પણ ધીરેધીરે ત્યાથી ચાલતો થયો.

(૫) ૧૯૧૬માસ્ત રાજચન્દ્રજીની જયતી અમદાવાદના પ્રેમાભાઇ હોલમા ઊજવાઈ હતી તે વખતનો હોલ બહુ નાનકડો હતો શ્રોતાઓની ગીરદીનો પાર ન હતો સભાનુ કામ શરૂ થયુ પણ સભાજનોને જ્યા ઊભા રહેવા જેટલી પણ જગા ન મળે, અને વળી નવા નવા આવનારા શ્રોતાઓને લીધે ધક્કામુક્કાનુ રાજ ચાલતુ હોય ત્યા કોણ કોનુ સાભળે ? વ્યાસપીઠ પરના આગેવાનો વિનતી કરીને થાક્યા વિનતી અને ઉપદેશની કશી અસર થતી નથી એ જોઇને ગાધીજી ઊભા થયા, અને ક્ષણાર્ધમા તો, લોકોનુ ધ્યાન ખેચવા, વક્તાના ટેબલ પર ચડી ગયા ! લોકોનુ ધ્યાન ખેચાયુ, એટલુ જ નહી પણ તેઓ ધ્રૂજી ઊઠ્યા, અને ઘોઘાટ કરવા જેટલુ પણ ભાન તેમને ન રહ્યુ ત્રાસ ગભરાયેલે સ્વરે દરેક કઠમાથી ' હા ' હા ! ' નીકળી ગયુ, અને બધા સ્તબ્ધ થઈ ગયા ગાધીજીના માથાથી અર્ધા ઇંચ પર વીજળીનો પખો જોરથી ફરતો હતો તે લોકોએ જોયો ગાધીજીને તેનુ ભાન થતા તેઓ બોલ્યા 'સભાનુ કામ ચાલવુ જ જોઇએ તમે ઘોઘાટ બધ નહી કરો તો હુ સવાર સુધી આમ જ ઊભો રહીશ પછી ગમે તે થાય ' લોકો સૌય પડે અવાજ સભળાય એવા શાન્ત થઈ ગયા ગાધીજીએ તરત જ પોતાનો મોરચો સભાના વ્યવસ્થાપકો પર ફેરવ્યો, આટલી મોટી સભાને માટે આવી જગાની પસદગી કરવા માટે તેમને ઠપકો આપ્યો અને પછી સભાનુ કામ નિર્વિઘ્ને પાર પડ્યુ બીજે દિવસે, મને યાદ છે તે મુજબ, કોચરબમા આવેલા સત્યાગ્રહાશ્રમના ખુ ા આગણામા સભા ફરીથી ભરાઈ, અને આમ શ્રીમદ્ રાજચન્દ્રની જયન્તીની પૂર્ણાહુતિ થઈ

( ૬ ) ગાંધીજીની સાથે રહેલા માણસો જાણે છે કે તેઓ પોતાની અનોખી રીતના એક ઉત્તમ ડાક્ટર છે મે તો ખાસ કરીને ન્યુમોનિયા તથા ટાઇફોઇડના અનેક દરદીઓ તેમના ઉપચારોથી સાજા થયેલા જોયા છે છતા તેમના ઉત્તમ ડાક્ટર હોના વિષે મતભેદ હોવાનો સભવ છે પણ દરદીઓની સારવાર એ એમનુ અત્યત પ્રિય કાર્ય છે, એ વિષે કોઇને પણ શકા ન હોઈ શકે સારવારનુ કામ કરવા માટે બીજુ ગમે તેવુ કામ પણ પડતુ મૂકે અને બીજા પાસે મુકાવે, કેમકે એમને મન એ પ્રભુનુ કામ છે સત્યાગ્રહાશ્રમની શરૂઆતમા મારી તબિયત સારી રહેતી નહોતી તેથી તેમણે મને શારીરિક કામમાથી મુક્ત કર્યો હતો, અને સવારસાજ ફરી આવવાની ભલામણ કરી હતી મારે શુ ખાવુ ને શુ ન ખાવુ તે પણ એમને જ નક્કી કરવાનુ હતુ. રોજ સવારે પ્રાર્થના પછી નાહીધોઇને હુ ફરવા જવા લાગ્યો ફરીને આવુ ત્યા તો ગાધીજી મારી રાહ જોતા જ હોય પોતાને હાથે મારે માટે ઘઉના લોટની સરસ રાબ તૈયાર કરી રાખી હોય તે મને આપે હુ એ પીતો હોઉ ત્યારે મારી તબિયતની ઝીણી ઝીણી વાત જાણી લે અને બપોરના તથા સાજના મારા ભોજન વિષે પોતાનો અભિપ્રાય આપે પછી જ મને બીજા કોઇ કાર્યમા ભળવા દે ફરીને આવતા મને જરાક મોડુ થાય તો બીજાઓની પાસે મારી તપાસ કરે, ને મારા આવ્યા પછી મોડુ થવાનુ કારણ પૂછે

( ૭ ) દરદીની આવી માવજત સાચી સહાનુભૂતિ વગર થઇ શકતી નથી. ' સહાનુભૂતિ ' શબ્દનો ગાધીજીનો અર્થ જાણવાનુ સદ્ભાગ્ય મને માત્ર એક વરસ પહેના જ પ્રાપ્ત થયુ, તે પ્રસગનુ વર્ણન કર્યા વગર રહી શકાય તેમ નથી. ૧૯૪૪ના મેમા ગાધીજી છૂટયા તે જ અરસામા મારી એક આખને ગભીર ઇજા થઈ મારે મુબઈની ઇસ્પિતાલમા ઑપરેશન માટે દાખલ થવુ પડયુ. ગાધીજીની તબિયત પણ તે વખતે

ઘણી જ નબળી હતી છતા એમના તરફથી ડૉ સુશીલાબહેન, પ્યારેલાલજી, મણિલાલ ગાધી એમ કોઇ ને કોઈ રોજ ઇસ્પિતાલમા મળવા આવ્યા વિના ન જ રહે સાથે ફળ દૂધ એવુ કઇક લાવ્યા જ હોય ડાકટરોની પાસેથી તેમજ મારી પાસેથી હકીકત જાણ્યા વગર એમનાથી રહેવાય જ નહી ઑપરેશનને દિવસે સવારના પહોરમા વેળાસર ડૉ સુશીલાબહેન એમની વતી હાજર ! ઑપરેશન ટેબલ પરથી મારે ખાટલે પહોચ્યુ ત્યા મારી ખબર કાઢવા તેમની વતી બીજા એક ડાક્ટર આવી ઊભા ! પછી તો હુ દવાખાને જ કેદ થયો, ને ગાધીજી પચગની જઇને રહ્યા છતા મને એવો અનુભવ થતો હતો જાણે એમનો જીવ મારી પાસે જ છે મારી પાસેથી તેમજ મિત્રો પાસેથી ખબર મેળવતા રહે, સૂચનાઓ કરતા રહે, અને ધીરજ આપતા રહે કોઈ ખાસ કારણસર એમના મન્ત્રી પ્યારેલાલજી એક જ દિવસ માટે મુબઇમા આવે તોપણ મને મળ્યા વગર પાછા પચગની જાય નહી મારે ઘણા દિવસ ઇસ્પિતાલમા રહેવુ પડયુ તેથી મારા કરતા ગાધીજીને જ વધારે અકળામણ થતી હતી, છતા મને લખ્યુ ' તમે નિરાશ થાઓ એ મારી કલ્પનામા પણ ન આવે કેમકે ઘણા વરસોથી તમને જાણુ છુ ડાકટર કહે ત્યા સુધી રહેજો, અને એમની સલાહ મુજબ ચાલજો આખરે ઈશ્વરે ધાર્યું હશે તેજ થશે પણ "અમારુ કહ્યુ માન્યુ નહી તેથી આખ સારી ન થઈ," એવુ ડાકટરો પાસેથી હુ સાભળવા નથી માગતો ' આખ સારી ન થાય તોપણ ડાકટરની વિદ્યાની શોધખોળમા મદદ થાય અને તેનો લાભ મારી પછી આવનારા દરદીઓને મળે તે પણ એક લાભ જ છે, એમ મન વાળીને હુ દવાખાનામા શાન્તિથી પડયો હતો કહો કે દવાખાનાને જાણે ઘર જ બના સુ હતુ તે સ કલ્પ ગાધીજીના આ સ દેશાથી પાકો થયો આખરે જનાબ ઝીણા જોડેની મુલાકાત માટે ગાધીજી આવ્યા મુબઇના

નિવાસ દરમ્યાન, તા ૧૪ મી સપ્ટેમ્બરને દિવસે રેંટિયા બારશ હોવાથી, બિરના હાઉસમા ગાંધીજીના મિત્રો ને પ્રશસકોનો એક નાનો મેળાવડો હતો ગાંધીજીએ સુશીના બેનને મોકલીને ડાકટર પાસેથી મને પણ થોડા કલાકની રજા મળે તો પ્રયત્ન કરી મને તેડી લાવવા સૂચવ્યુ એવી રજા આપવાનુ ડાકટરને સલાહભરેલુ ન લાગ્યુ, તેથી હુ મેળાવડામા હાજર રહી શક્યો નહી પણ મારે બદલે, મારી સારવાર માટે આવી પહોચેલા એક હરિજન યુવકને મોકલ્યો ત્રણેક કલાક પછી તે પાછો આવ્યો તે શ્રી ઠક્કરબાપાના હાથનો એક નાનકડી ચિઠ્ઠી લાવેલો તેમા લખેલુ 'બાપુ એક ડાકટર પાસે તમારી આખની વાત કરતા બોલ્યા કે એમની આખ જાય તો મારી જાય ' ચિઠ્ઠી વાચતાની સાથે મારી આખમાથી આસુની ધારા ચાલી મહિનાઓ સુધી દવાખાનામા શવાસને પડયો રહેલા છતા જેની આખ કદી ભીની થઇ ન હતી તેને રડતો જોઇને કોઇની ગેરસમજ ન થાય તે માટે મારે ખુલાસો કરવો પડયો 'એમની આખ જાય તો મારી જાય એવુ માનનાર મહાત્માના આવા ઉત્કટ પ્રેમને હુ લાયક છુ કે કેમ એનો વિચાર કરુ છુ ત્યારે નાનો જવાબ મળે છે, તેના આ આસુ છે '

( ૮ ) ૧૯૧૭મા આશ્રમ કોચરબથી વાડજ પાસે આવ્યો ત્યારપછી ચારપાચ યુવકો ગાંધીજીને મળવા આવ્યા ગાંધીજીએ એમના નામઠામ પૂછયા જવાબ સાભળ્યા પછી જરાક વિચાર કરીને તેમાથી એક જણને તેમણે કહ્યુ 'તમે મને પહેલા મળ્યા છો ' પેલાએ હા પાડી એટલે ફરી કહે 'પણ ત્યારે તમે તમારુ નામ બીજુ ( યાદ રહેલુ નામ કહીને ) આપેલુ, ખરુ ? ' જ૦—'હા હુ બને નામે ઓળખાઉ છુ' તે વખતે મારી જોડે જે સોબતીઓ હતા તેમન મા વિશેષ પ્રચલિત એ નામ હતુ માટે એ આપ્યુ પણ આ નામે પણ લોકો મને ઓળખે જ છે' બે વરસ પહેલા સહેજ મળવા આવેલા હજારોમાના એક માણસની વાત તાજી જેવી

ગાંધીજીના સ્મરણમાં રહી હતી !-

મુંબઇ, ૧૦-૮-૪૫

## અભણ બહેનોના બાપુજી

ગંગાબહેન વૈદ્ય

જો હું ગાંધીજીના સંસર્ગમાં ન આવી હોત તો? આ પ્રશ્નનો વિચાર કરું છું ત્યારે પચીસ વર્ષ પહેલાંનું મારું પૂર્વજીવન મને યાદ આવે છે. ત્યારે મનમાં થાય છે કે ગાંધીજીએ હરિજનોની સેવા કરી છે, ગાયોની સેવા કરી છે, ગરીબોની સેવા કરી છે, અને બધા વર્ગોની સેવા કરી છે; પરંતુ આપણા દેશની બહેનોની જે સેવા તેમણે કરી છે તે સૌથી મહત્ત્વની છે. પચીસ વર્ષ પહેલાં મને કંઇ જ્ઞાન કે અભ્યાસ ન મળે. સેવાની કલ્પના બહુ ન હતી. વળી પુરુષો સેવા કરે, પણ સ્ત્રીઓ સેવા કરી શકે એવો તો ખ્યાલ જ આવતો ન હતો. એવામાં ગાંધીજીના સંસર્ગમાં આવવાનું થયું. ત્યારપછી તો લોહચુંબકની જેમ હું પકડાઈ, અને મુંબઈ છોડી સાબરમતી આશ્રમમાં જવા પ્રેરાઈ. શહેર છોડીને ગામડાના જીવનનો અનુભવ કરવાનું મળ્યું.

હું આશ્રમમાં ગઇ તે પછી ગાંધીજી તેમના ક્ષેત્રસંન્યાસના વર્ષમાં (૧૯૨૬ માં) ભાઇઓ તથા બહેનોનો એક ભેગો વર્ગ લેતા હતા છએક માસ વીત્યા પછી ગાંધીજીને લાગ્યું કે તેઓ બહેનોના સંસર્ગમાં જોઇએ તેટલા આવી શકતા નથી; તેમની સાથે વધુ સંસર્ગમાં આવવું જોઇએ, ને તેમનો સ્વતન્ત્ર વર્ગ રાખવો જોઇએ પણ તે માટે બહેનોનો અભિપ્રાય જાણવો જરૂરનો હતો. એ શી રીતે જાણવો ?

ગાંધીજીએ મને કહ્યું: 'ગંગાબહેન, તમને બહેનોને હું સ્વતન્ત્ર

સમય નથી આપી શકતો તેનુ મને બહુ દુ ખ રહે છે મને લાગે છે કે અહી આટલી બધી બહેનો છે તેમની સાથે હુ મળી ન શકુ એ યોગ્ય નથી તમને બધાને સ્વતન્ત્ર વર્ગ થાય એ ગમશે ? જાઓ તમે બહેનોના પ્રતિનિધિ હવે તમે મને જણાવજો '

મે જીવનમા ' પ્રતિનિધિ ' શબ્દ પહેલવહેલો સાભળ્યો. તેનો શો અર્થ થાય એ હુ શુ જાણુ ? મે પૂછ્યુ ' બાપુ, પ્રતિનિધિ એટલે શુ ? મારે શુ કરવાનુ ? '

ગાધીજી કહે ' તમે બહેનોના મુખી છો એમ હુ માનુ છુ તમે બધી બહેનોને પૂછીને મને જણાવજો '

મે કહ્યુ ' હુ તો સાવ અભણ છુ મને આપ મુખી બનાવો છો, પણ મને શુ સમજાશે ? '

ગાધીજી કહે ' ગગાબહેન, ભણતર—અક્ષરજ્ઞાન તો સોના પરના ઢોળ જેવુ છે અદર સોનુ હોય તો મને ઢોળ—ચળકાટ—ની પરવા નથી '

આ પછી બધી બહેનોએ પોતાનો સ્વતન્ત્ર વર્ગ થાય એમ જણાવ્યુ ગાધીજીએ બહેનોનો ઉત્સાહ જોયો, એટલે સ્વતન્ત્ર વર્ગ શરૂ થયો એ વર્ગમા પ્રૌઢ છતા ઘણીખરી અભણ—નિરક્ષર બહેનો હતી. વર્ગની શરૂઆત રામનામથી કરી રામનામની ધૂન કાશીબહેન પાસે ગવરાવી, અને गोविन्द द्वारिकावासिन् ( આશ્રમભજનાવલીમા સ્ત્રીઓની પ્રાર્થનાનો પહેલો શ્લોક ) એ શ્લોક શીખવવો શરૂ કર્યો. શ્રી શિવાભાઈના પત્ની હીરાબહેન તદ્દન અભણ હતા તેમને ગાધીજી સૌને મોખરે બેસાડતા, અને તેમને શીખવવાની વિશેષ કાળજી રાખતા આમ અમારા જેવી અભણ બહેનોને તેમણે નિયમિત શિક્ષણ આપ્યુ આશ્રમના નાના બાળકોને શીખવવાનુ અમને બહેનોને સોપ્યુ. રસોડાની

જવાબદારી બહેનોને સોંપી પોતે રસોડામા નિયમિત હાજરી આપી અમને વ્યવસ્થા તથા નિયમિતતા શીખવ્યા તે વખતે નાના-મોટા-બાળકો બધા મળી ૨૦૦ જેટલા ભાઈબહેનો રસોડે જમતા કોઈ રસોઇયા નોકર ન હતા બધાને પોતાના કામો હતા જ, તે ઉપરાત દરેકને રસોડામા પણ નિયમિત કામ સોંપાતુ આમ છતા કોઇ દિવસ રસોડાનો ઘટ મોડો વાગ્યો નહીં એ ગાંધીજીએ અમને શીખવ્યુ મોટીનાની બહેનોને આ વર્ગમાથી જીવન વિષેનો ઉત્સાહ વધ્યો એ જ બહેનો સન ૧૯૩૦ ના સત્યાગ્રહમા સ્વેચ્છાએ જોડાઇ ને તેમણે જેલ તથા લાઠીમાર સહન કરવામા આનન્દ અનુભવ્યો માગ જોઈને અહીં ગામડામા કામ કરવાનુ સુઝાડનાર ને તેની પ્રેરણા આપનાર ગાંધીજી જ છે તેમણે અમને સ્વતન્ત્ર કામ કરતા શીખવ્યુ વ્યક્તિગત રીતે કહુ તો હું આજે અહીં ગામડામા સ્વતન્ત્ર ગતે રહીને કઇક યથાશક્તિ કામ કરુ છુ તે ગાંધીજીની પ્રેરણાને જ આભારી છે

બોચાસણ ૨૫-૭-૪૫

## બળ કેટલું જોઇએ

રવિશંકર શિવરામ વ્યાસ

૧૯૨૮મા ગાંધીજી કાચા અનાજનો પ્રયોગ કરતા હતા ત્યારે મે પણ તે પ્રયોગમા ભાગ લીધેલો ગાંધીજીએ થોડા દિવસ કાચુ અનાજ ખાધુ, અને મરડાનુ દર્દ થયુ તેથી શરીર સાવ લથડી ગયુ મને ખાસ હરકત નહોતી આવી કાચુ અનાજ ખાતા એક મહિનો તો મને થયેલો એ અરસામા એક વખત કઇક કામસર હુ તેમની પાસે ગયો તેમને બોલવાની શક્તિ નહોતી, એટલે કોઇએ તેમની સાથે વાત ન કરવી એવો

નિયમ થયેલો છતા તેમણે મને પૂછ્યુ 'તમારુ શરીર કેમ રહે છે?' મે કહ્યુ 'બાપુજી, ઠીક છે' (વાત ન કરવી જોઇએ પણ પૂછે એટલે નિરુપાયે ઉત્તર આપવો પડે) પછી કહે 'વજન કેટલુ ઘટ્યુ?' મે કહ્યુ 'પોણો શેર પણ થોડી અશક્તિ દેખાય છે' તેમણે પૂછ્યુ 'શુ કામ કરવાનુ હોય છે?' મે કહ્યુ 'આખો દિવસ કાતુ છુ સફાઇનુ કામ કરવાનુ આવે છે તે કરુ છુ' ગાધીજી 'એટલુ કામ તો થાય છે ને?' મે હા પાડી ગાધીજી 'તો પછી વધારે બળની ઇચ્છા શા માટે રાખો છો? તમને ખબર છે કે ખપ વિનાનુ બળ એકઠુ થાય તો શરીરમા વિકાર ઉત્પન્ન કરે છે ને આત્માનો નાશ કરે છે? હુ તો આફ્રિકામા રહેતો ત્યારે ૨૧ માઇલ ચાલીને વકીલાત કરવા જતો અને શનિવારે તો ૪૨ માઇલ ચાલતો સવારમા વહેલો ઊઠીને, ભાખરી રાતે કરેલી હોય તે ને સાથે લિબુનો મુરબ્બો બાધીને ચાલતો રસ્તામા પાણીનો ઝરો આવતો ત્યા બરાબર સ્નાન કરી, ઑફીસે જઇ, સાથે આણેલુ ભાતુ ખાઇને કામ કરતો શનિવાર બાદ કરતા બાકીના દિવસ સાજના ગાડીમા પાછો જતો શનિવારે જવા આવવાના મળી ૪૨ માઇલ ચાલવાનુ થાય એટલે શરીર પાસે જેટલુ કામ લેવાનુ હોય તેટલા જ બળની ઇચ્છા રાખવી'

બોચાસણ ૧૩–૭–૪૫

## વિવિધ પ્રસંગો

**પંડિત સુખલાલજી**

(૧) પ્રાચીન વિદ્યાની ભૂતાવળ જેવી કાશીમા હુ ભણતો ત્યારે જ દક્ષિણ આફ્રિકાના હિંદીઓની ઝુંબેશના પુરસ્કર્તા ગાધીજીને કર્મવીર ગાધીજી તરીકે છાપા દ્વારા જાણ્યા હતા અને તેમના પ્રત્યે કુતૂહલ અને

અતિ આદરની વૃત્તિ પ્રગટી હતી. આફ્રિકા છોડી ગાંધીજી હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે અમદાવાદમાં તેમના સત્કારસમારંભ પ્રસંગે અણધારી રીતે હું પહોંચી ગયેલો તેમનું જવાબરૂપે ટૂંકું ભાષણ સાંભળી પ્રથમની આદરવૃત્તિ વધારે વિકાસ પામી. એટલે તેમના સંસર્ગમાં આવવાની તક શોધવા તરફ મન ઢળ્યું.

કોચરબ પાસેના બંગલામાં ગાંધીજી અને બીજા આશ્રમવાસીઓ રહેતા તે વખતે બપોરે—ઘણું કરીને ગાંધીજી ઘઉં વીણવાનું કે બીજું કાંઈ એવું કામ કરતા હોય ત્યારે—વાતચીતની તક મેળવવાની દૃષ્ટિએ હું જતો. બીજા કેટલાક કુતૂહલપ્રેમી સારા સારા સદ્ગૃહસ્થો પણ ગાંધીજીનું ઘઉં વીણવાનું કામ જોવા ને તેમનું દર્શન કરવા સાથે આવતા. આ રીતે ગાંધીજી સાથે સામાન્ય ઓળખાણ થઈ. સામાન્ય ઓળખાણ થયા બાદ વિશેષ પરિચયનો પ્રસંગ જુદી જ રીતે આવ્યો. હું પાટણથી અમદાવાદ આવેલો. સ્વ. પૂંજાભાઈ હીરાચંદ અને બીજા મિત્રો સાથે ગાંધીજી પાસે કોચરબવાળા આશ્રમમાં ગયો હતો ઉનાળાનો બપોર હતો દીનબંધુ એંડ્રુઝ આવેલા. આશ્રમમાં મહેમાન તરીકે સુરતના સ્વ મણિલાલ બકોરભાઈ વ્યાસ પણ હતા, તે પ્રથમથી મારા પરિચિત હતા. ગાંધીજીએ એક એક કરી દીનબન્ધુને આશ્રમવાસી વિદ્યાર્થીઓનો પરિચય આપવો શરૂ કર્યો. હું સાંભળી રહ્યો હતો. દીનબન્ધુ ગયા પછી ગાંધીજીએ મને પૂછ્યું: ' ક્યાંથી આવો છો ? ' ' પાટણથી,' મેં જવાબ આપ્યો. ગાંધીજી કહે: ' પાટણ સિદ્ધપુર પહેલાં આવે છે ને ? ' મેં કહ્યું: ' ના જી. પાટણ મુખ્ય લાઇન ઉપર નથી. એ તો મેસાણાથી જતી એક બ્રાન્ચ લાઇન ઉપર છે.' ઊંડા વિસ્મય સાથે ગાંધીજી કહે: ' એમ ! ' એટલું કહી, એમના લાક્ષણિક સ્વરે કહે: ' ઓહો ! મારા અજ્ઞાનનો તે કંઈ પાર છે ?' એમ કહી નકશો હાથમાં લીધો, અને રેલવે લાઇનો જોઈ કાઢી. પછી કહે: ' તમે અહીં જમી

શકો છો ' તે દિવસે તેઓ સ્વ વૈદ્ય જટાશંકર લીલાધર અને દીનબન્ધુ સાથે બાવળા જવાના હતા મને એ તક ઝડપી લેવાનુ મન થયુ ત્રણ મિત્રો અને હુ બાવળા ગયા ત્યા સાજે સભા હતી ગાધીજીનુ ભાષણ સાભળ્યુ આ પ્રથમ પ્રસગ વિશેષ પરિચયમા પરિણમ્યો

( ૨ ) એક બીજે પ્રસગે હુ એ જ આશ્રમમા ગાધીજી પાસે શહેરમાથી જતો હતો એનીસબીજની નજીકમા તેઓ સામા મળ્યા નમસ્કારના ઉત્તરમા કહે ' હુ અત્યારે ગોખલેજીની શોકસભામા જાઉ છુ ત્યા આવશો ? ' અમે તેમની સાથે ગયા બીજાના ભાષણો થઇ ગયા પછી ગાધીજીએ ટૂકા ભાષણમા કહ્યુ કે આટલી નાની ઉમરમા ગોખલે જેવા સમર્થ દેશભક્તનુ અવસાન એ દેશની વિરલ અને કીમતી સપત્તિનો નાશ છે દેશનેતાઓ અને સેવકોએ સેનાની સાથે જીવનની આવડત પણ કેળવવી જોઇએ ઇત્યાદિ

( ૩ ) આશ્રમના ખાનપાન અને તદ્દન સાદી રહેણી વિષે તે વખતે જ્યા ત્યા કૌતુકપૂર્ણ ચર્ચા થતી ગાધીજીએ કયારેક જમવાનુ નોતરુ આપેનુ, તેનો લાભ લઇ હુ એકવાર આશ્રમમા જમવા ગયો પ્રાર્થના થઈ, અને બાપુજી પોતે જ પીરસવા લાગ્યા રોટલી ઘઉની ઘેંસ, અને શાક પીરસ્યા પછી તેમણે કહ્યુ ' મીઠા વિના ભાવશે ? અહી તો બધુ મોળુ છે જાઇએ તો મીઠુ લઈ શકો છો મોળુ કદી ખાધુ છે ? ' મે કહ્યુ ' હા જી જૈનોના આર્યાબાર ભોજન મોળા જ હોય છે ' તેમણે હસીને કહ્યુ ' ત્યારે તમને આશ્રમ ફાવે ખરો ! ' હુ માત્ર હસ્યો બધા જમી રહ્યા. એકાદશી હતી ગાધીજી નાળિયેરનુ દૂધ અને ખજૂર વગેરે લેતા બેઠા હતા દરમ્યાન કોઈ અમદાવાદી ગૃહસ્થ મળવા આવેલા ગાધીજીએ તેમને બેસવાનુ કહ્યુ હતુ પેલા ગૃહસ્થ તો ખૂબ બેઠા પણ ગાધીજીનુ ભોજન ત્રણ પાચ કે દસ મીનીટમા પતે એમ ન હતુ પેલા ગૃહસ્થ કટાળીને

પણ નમ્રતાથી બોલ્યા 'આપને તો બહુ વાર થઈ !' ગાધીજી હસીને કહે 'હજુ કલાક ક્યા પૂરો થયો છે ?' પેલા ગૃહસ્થ કહે 'ખજૂર અને આવા ફળાહારમા આટલી બધી વાર એ તો નવાઈ કહેવાય' ગાધીજી કહે 'નવાઈ શા માટે ? મારે થોડુ તમારી પેઠે અલ્પજીવી બનવુ છે ?' પેલા ગૃહસ્થ કહે 'શુ આમ આટલુ ધીરુ જમવાથી તમે દીર્ઘજીવી બની શકશો ?' ગાધીજી કહે 'જરૂર મારે તો સો વરસ પૂરા જીવવુ છે તે આ રીતે જ બને' હુ આ વાર્તાલાપ અત્યત એકાગ્રતાથી સાભળી રહ્યો હતો પછી તો તે ઉપર મે કેટલુ ક ચિન્તન પણ કર્યું મને એમ યાદ છે કે એ વાર્તાલાપ વખતે હુ મારી જમવાની થાળી ઊટકી રહ્યો હતો, જોકે સાથેના મિત્રોએ મને રોક્યો હતો

(૪) પરિચય વધતો ગયો તેમ થોડુ ક પણ ગાધીજી સાથે રહેવાની લાલસા તીવ્ર થતી ચાલી પરિણામે મે અને શ્રી રમણિકલાલ મોદીએ સાથે જ ગાધીજી પાસે જવાનો નિર્ધાર કર્યો ગાધીજીની હા આવ્યા પછી અમે બને કોચરબવાળા આશ્રમમા જવા નીકળ્યા અમદાવાદ સ્ટેશને ઊતરીએ છીએ ત્યા તો શ્રી પૂજાભાઈએ અમને જોતા ને કહ્યુ 'બાપુજી આ ગાડીમા જ મુબઈ જાય છે અમે બને મળ્યા એટલે ગાધીજી કહે 'હુ જરૂરી કામસર મુબઈ જાઉં છુ પણ તમે ખુશીથી આશ્રમમા જાઓ હુ તો કાલે જ પાછો ફરવાનો છુ' અમે બને નિયમાનુસાર થાળી કટોરો ને પાથરવાનુ લઈ આવતા જ આશ્રમમા પહોચ્યા ને યથાનિયમ રહ્યા આશ્રમની પ્રવૃત્તિનુ નિરીક્ષણ કરવા ઉપરાત ત્યાં રહેનારાઓ સાથે થોડોક પરિચય પણ સાધ્યો એક જ દિવસમા ગાધીજી આવી ગયા હુ ને રમણિકલાલ તે વખતે 'કર્મપ્રકૃતિશાસ્ત્ર', જે જૈન પરપરાનુ કર્મવિષયક ગહન વિચારથી પરિપૂર્ણ એક પ્રાચીન શાસ્ત્ર છે, તે વાચતા આશ્રમમા એક બાજુ એકાન્તમા અમને એ વાચી વિચારી રહ્યા હતા ત્યા તો ફરતા ફરતા

ગાંધીજી આવ્યા, ને અમને પૂછ્યું 'શું વાંચો છો?' અમે સંકોચાયા, પણ જવાબ આપ્યો કે 'એ તો એક જૈન ગ્રન્થ છે' તેમણે પૂછ્યું 'એમાં શું ચિન્તન છે?' અમે કહ્યું 'કર્મનો સિદ્ધાન્ત એમાં બહુ ઝીણવટથી ચર્ચ્યો છે' તેમણે પોતાની લાક્ષણિક શૈલીમાં કૌતુકથી કહ્યું 'એમ! ત્યારે તો તમે કર્મના અભ્યાસી છો!' અમે બન્નેએ નક્કી કર્યું કે અહીં કર્મયોગી આશ્રમમાં માત્ર વાચનમાં સમય ગાળવો એ બરાબર નથી તેથી અમે બન્નેએ કામની માગણી કરી રમણિકલાલ તો ગમે તે કામ કરે પણ મારું શું? એટલે છેવટે મેં કહ્યું: 'હું દળવામાં ભાગ લઈશ' સવારે ચાર વાગે નિયમ પ્રમાણે ઊઠ્યા એટલે ગાંધીજીએ મને કહ્યું 'સુખલાલ, તમે મારી સાથે ઘંટી ઉપર આવો' હું ગાંધીજી સાથે દળવા બેઠો એક કલાકમાં પાંચ શેર ઘઉં દળી કાઢવાના હતા ગાંધીજી અને હું ઘંટી ફેરવતા તેઓ મારા હાથને તરત જ પારખી ગયા પછી કહે 'ક્યારેય દળ્યું છે?' 'ના જી, આજે પ્રથમ જ' તેઓ કહે 'ત્યારે તો હાથ દુખશે અને બળશે તમે ઊઠી જાઓ' મેં કહ્યું 'ના એ તો અભ્યાસ થશે' આમ કહી એક કલાક સાથે દળ્યું ને હાથમાં ફોલ્લા ઊઠ્યા છતાં હિંમત આવી, અને મન સાથે નિશ્ચય કર્યો કે હવે ત્યાં રહેવું ત્યાં ઘંટી રાખવી એ પ્રમાણે ત્યારબાદ ફાવી ગયો ત્યારે મેં ઘંટી ગણી તેનાથી અમે ચારપાંચ મિત્રો દળતા આશ્રમમાં અમે બન્ને રહ્યા તે દરમ્યાન સાંજે પ્રાર્થનામાં રસપૂર્વક ભાગ લેતા, અને ત્યારબાદ ગાંધીજી સાથે સરખેજ રોડ પર ફરવા જતા તેમની સાથે છૂટથી ને નિરાંતે વાત કરવાની આ કીમતી તક હતી મેં એકવાર પૂછ્યું 'બાપુજી, આપે મને મારા પત્રના જવાબમાં એમ લખ્યું હતું કે એક દિવસમાં અઢી તોલા મગફળી લઈ શકાય પણ માત્ર તેટલીથી પોષણ કેમ મળી રહે? અહીં આશ્રમમાં તો ઘણા જણ વધારે પ્રમાણમાં લે છે' તેમણે તરત જ કહ્યું 'તમે

તો એટલું જ પૂછેલું કે મગફળી પર રહેવું હોય તો એક દિવસમાં કેટલી લેવી ? લેનાર કઈ ઉંમરનો, કેવા સ્વાસ્થ્યવાળો વગેરે કંઈ પત્રમાં વર્ણવ્યું જ ન હતું તેથી મેં અહીં તોલાનું પ્રમાણ સૂચવ્યું, જેથી ગમે તે સ્થિતિનો માણસ એટલું પ્રમાણ લેતાં મંદો તો ન જ પડે ' મને મારા પ્રશ્નમાં રહેલી અસ્પષ્ટતા સમજાઈ મેં તેમને એકવાર પૂછ્યું ' બદામ હરસને પ્રતિકૂળ છે કે નહીં ? લોહી પાતું હોય તો બદામ એમાં વધારો કરે ખરી ? ' તેમણે કહ્યું ' બદામ હરસને અનુકૂળ નથી ભારે હોઈ ઊલટું નુકસાન પણ કરે ' તે વખતે મને હરસ હતા મિત્રો મને બદામ લેવા કહેતા જેથી પોષણ મળે પણ મારા અંગત અનુભવની ગાંધીજીના કથનથી પુષ્ટિ થતાં મેં બદામ ત્યારથી લગભગ છોડી જ દીધી છે એકવાર અમે પૂછ્યું ' બાપુજી, દૂધ તો સાત્ત્વિક છે એનો ઉપયોગ યોગીઓ ને ઋષિઓ કરતા, ને આજે પણ છૂટથી કરે છે એવી સ્થિતિમાં આપ બ્રહ્મચર્યની દૃષ્ટિએ તેના ઉપયોગ વિરે શું ધારો છો ? ' તેમણે કહ્યું ' યોગીઓ ને ઋષિઓ છૂટથી દૂધ ને તેમાંથી બનેલી વસ્તુઓ વાપરતા તેથી જ તો તેમને બ્રહ્મચર્ય સાચવવા બહુ ચીવટ રાખવી પડતી દૂધ સાત્ત્વિક છે એટલે તેનાથી વિકાર ઊપજતા અટકે છે એમ તો નહીં જ દૂધ પીનારા ઋષિઓને બ્રહ્મચર્યની રક્ષા માટે કેટકેટલું તપ કરવું પડતું એ વાત પુરાણો ને બીજા શાસ્ત્રોમાં જાણીતી છે ' × સાંજે ફરતી વખતે

× વાચકો રખે માને કે ગાંધીજી આજે પણ દૂધના ઉપયોગનો વિરોધ કરે છે ઊલટું તેઓ દૂધના વાપરને સારી પેઠે ઉત્તેજન આપે છે તાત્ત્વિક દૃષ્ટિએ દૂધ સામેનો એમનો વિરોધ કાયમ છે જે દૃષ્ટિએ દૂધનો ઉપયોગ છોડાય તો તેમની આધ્યાત્મિક વૃત્તિને ગમે પણ ખરું પણ ગુણની દૃષ્ટિએ દૂધ બહુ જ કીમતી હોઈ તેની અવગણના મુકાય એવી વસ્તુ આપણી પાસે નથી, ત્યાં સુધી તે વાપરવી જ જોઈએ એમ તેમના કહેવાનો આશય છે —સંપાદક

આશ્રમવાસી વિદ્યાર્થીઓ એકબીજા વિષે ફરિયાદ કરવી હોય તો ગાંધીજી પાસે કરતા. એકવાર દેવદાસ અમુક મદ્રાસી છોકરા વિષે કંઈક કહેતા હતા. તે છોકરો પણ સાથે જ હતો. ગાંધીજી બંનેની વાત એટલી ઝીણવટ અને તટસ્થતાથી તપાસતા હતા કે એમાંથી મને ઘણું વિચારવાનું મળ્યું. અમે બંને થોડા જ દિવસ રહી છૂટા પડ્યા ત્યારે ગાંધીજીએ આત્મીયતા ને પ્રસન્નતાથી કહ્યું: 'તમે ગમે ત્યારે ફરી આવી શકો છો.' તેમના આ કથનની દોરીથી જકડાયેલાં અમારાં હૃદય શરીર સાથે પરાણે ચાલ્યાં.

(૫) હું પૂનાના ભારત જૈન વિદ્યાલયમાં હતો. ઘણું કરીને તે વેળા ખેડાનો સત્યાગ્રહ ચાલતો હતો. ગાંધીજી પૂને આવેલા, ને ગોખલેજીના ભારત સેવક સમાજના મકાનમાં ઊતરેલા. હું કેટલાક કૉલેજિયન વિદ્યાર્થીઓ સાથે સાંજે તેમની પાસે ગયો. મને જોઈ પૂછ્યું: 'તમે અહીં છો?' 'હા જી,' મેં જવાબ વાળ્યો. તે સાંભળી તેમણે ફરી પૂછ્યું. 'અહીં શું કરો છો?' મેં સંકોચ સાથે કહ્યું: 'અહીં છાત્રાલયમા રહેતા જૈન વિદ્યાર્થીઓને ધર્મ અને તત્ત્વજ્ઞાન વિષે કંઈક શીખવું છું. એમાંથી જ આ કેટલાક વિદ્યાર્થી અહીં આવેલા છે.' તે વખતે ગાંધીજી સરકારના નિમન્ત્રણથી કંઈક કામસર પૂને આવેલા. દક્ષિણ આફ્રિકામાં તેમની સાથે રહેલા એક અંગ્રેજ મિત્ર આવનાર હતા, તેમને લેવા સ્ટેશને જવાની તૈયારીમાં હતા. તેમણે તે વેળા 'જૈનસિદ્ધાન્તપ્રવેશિકા' નામની એક હિંદી ચોપડી થેલીમાં રખાવેલી. તે તેઓ અવકાશે વાંચતા હોવા જોઈએ. તેમણે મને પૂછ્યું: 'કહો ત્યારે, જૈન તત્ત્વજ્ઞાનમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ વિષે જે વિચાર છે તેનો શો અર્થ?' મેં બહુ સંકોચ સાથે તેમને પ્રચલિત અર્થ કહ્યો. પણ તેથી મને પોતાને જ સન્તોષ ન હતો; કારણ હું ગાંધીજી આગળ બોલું છું એ ભાન મને હતું. પણ તેમની વૃત્તિ કંઈ મારી પરીક્ષા લેવાની કે તત્ત્વજ્ઞાનની પરિભાષાઓને નકામી સિદ્ધ કરવાની ન

હતી પ્રશ્ન પાછળ તેમનો ઉદ્દેશ તેમના જીવનધ્યેય પ્રમાણે સત્યશોધન કે તત્ત્વશોધનનો હતો એટલે તેમણે મને ફરી સીધો પ્રશ્ન કર્યો 'કોઈ વસ્તુ ઉપર લાગુ કરીને દ્રવ્ય ક્ષેત્ર આદિને ઘટાવો. ધારો કે મારે મોટરમા ન બેસવાનો નિયમ છે હવે વખત બહુ થોડો હોય અને જવાનુ બહુ જ આઘુ હોય વળી ત્યા જવુ ખાસ જરૂરી હોય અને એવા વાહન સિવાય બીજો રસ્તો ન હોય, તો એ નિયમ બાબત દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવનો વિચાર શો ખુલાસો કરે? તેમાથી કઈ એવો રસ્તો તે સૂચવે ખરો કે જેથી લીધેલા નિયમનો ભગ પણ ન થાય અને મોટરનો ઉપયોગ શક્ય બને?' મને યાદ છે તે પ્રમાણે હુ તે વખતે તેમને સન્તોષ થાય તેવો ખુલાસો કરી શક્યો નહીં પણ એમના એ પ્રશ્ને મને વિચાર કરતો તો કરી જ મૂક્યો હુ ધર્મ અને તત્ત્વજ્ઞાનના અર્થોને શાબ્દિક બંધનથી પર જઈ વિચારતા કઈક અશે શીખતો થયો

(૬) જલિયાવાલા બાગના હત્યાકાડ પછી તે વિષેની એક તપાસ સમિતિ રાષ્ટ્રીય મહાસભા તરફથી નિમાયેલી, તેમા ગાંધીજી હતા એનો રિપોર્ટ લખાયા પછી તેઓ—સ્મરણ પ્રમાણે—કાશીથી અમદાવાદ પાછા ફરેલા વાતાવરણ ગરમાગરમ હતુ હુ આગરેથી અમદાવાદ આવેલો, તે ગાંધીજીના દર્શન અર્થે આશ્રમમા ગયો હવે આશ્રમ સાબરમતી ભણી આવ્યો હતો મારી સાથે બે મિત્રો હતા તેમાના એક જૈન પડિત હતા ગાંધીજી બેઠા હતા તે ઓરડામા અમે ગયા શ્રી મહાદેવભાઈ નજીકમા પોતાનુ કામ કરતા હતા ગાંધીજીએ શાન્ત સ્વરે પણ ખડખડાટ હાસ્ય સાથે 'આવો' એવા શબ્દોથી સ્વાગત કર્યું મે કહ્યુ 'આપ તો બહુ જ થાકેલા છો લેવાઈ ગયા લાગો છો. તો ક્યાક મહિનો દોઢ મહિનો પૂરો આરામ કાં ન કરો? આપે તો પંજાબના ભ્રમણમા અને રિપોર્ટ લખવામા બહુ શ્રમ અને ઉજાગરા કર્યા છે' તેમણે તરત જ કહ્યુ 'એમ કઈ

અજગરની પેઠે પડ્યા રહી શરીર પંપાળ્યા કરાય છે ?' મે મારી સાથેના મિત્રની ઓળખાણ આપતા કહ્યુ 'તેઓ પંડિત છે ને જૈન સાધુઓને ભણાવે છે ' ગાંધીજી એમની નાર્કણિક શૈલીએ હસીને કહે 'ત્યારે તો એ ભાઇ અગ્નિને બાળે છે, એમ ને ?' ઉપરના તેમના બંને જવાબે મને વિચારમાં નાખી જ દીધો હતો પણ તે વખતે શહેરમાંથી ગાંધીજી પાસે અનેક વિદ્યાર્થીઓ આવીને સરકાર સાથેની ભાવિ લડતમાં પોતાના સ્થાન નિી પૂછી રહ્યા હતા એ ઉત્તેજક વાતાવરણમાં એક કૉલેજિયન વિદ્યાર્થીને ગાંધીજીએ કહેલું તે હજુ પણ મારા કાનમાં ગુંજતું હું સાભળું છું તે વાક્ય એટલું જ હતું કે 'તમે જુવાન છો અને હું જુવાનીમાં નિર્દોષ આનંદ કેમ લેવો એનો રસ્તો તમને બતાવી રહ્યો છું '

(૭) ૧૯૨૪ની વાત છે ગાંધીજી જેલમાંથી છૂટી ઍપેન્ડી સાઇટીસના ઑપરેશનમાંથી સાજા થઈ જુહુને કિનારે આવી રહેલા હું સાતાક્રુઝ એક મિત્રના બંગલામાં હતો એક દિવસ શેઠ રેવાશંકરભાઇને લઈ કાકા કાલેલકર મારી પાસે આવ્યા ને મને કહ્યુ કે 'તમે ગુજરાતી "શ્રીમદ્ રાજચન્દ્ર" પુસ્તકનો હિંદી અનુવાદ કરો બાપુજી પણ એમ ઇચ્છે છે સાજે પાંચેક વાગે મળવા જવાનું હતું બરાબર પાંચ વાગે ડૉ ઍની બિસેન્ટ મળવા આવવાના હતા બહુ જ થોડી મીનીટો બાકી હતી મને કાકા મેડી પર ગાંધીજી પાસે લઇ ગયા હું હજુ સૌથી ઉપરને પગથિયે જ પહોંચ્યો હતો ત્યાં તો ગાંધીજીએ હસતે સ્વરે સીધું મને કહ્યુ 'મને જાણ થઇ છે કે તમે હિંદી ઠીકઠીક જાણો છો ' વચ્ચે જ કાકા બોલી ઊઠ્યા 'બાપુજી, આપ તો કુશળખબર પૂછ્યા વિના જ પાધરી કામની વાત કરો છો ' ગાંધીજી કહે 'કેમકે ઍની બિસેન્ટને આવવાને એક જ મીનીટ બાકી છે પછી કુશળખબર કયાં નથી પુછાતા ?' પછી પૂછ્યુ 'કહો ત્યારે તબિયત તો ઠીક છે ને ?' એમ કહી ખડખડાટ હસી

પડયા મે કહ્યુ 'આપ ચિન્તા ન કરશો અનુવાદની બાબતમા કાકા અને હુ વિચારી ઘટતુ કરીશુ.' ગાંધીજીએ ખુલાસો કરતા એક જ વાકયમા કહ્યુ વખત ટૂંકો હોય ત્યારે હુ પ્રથમ કામની વાત કરી લઉ છુ ' એમનુ એ કથન મને બહુ માર્ગદર્શક નીવડયુ છે

( ૮ ) રાષ્ટ્રીય પ્રવૃત્તિમા ભાગ લેતા એક ગૃહસ્થ અને બીજા એક સાધુના અંગત જીવન વિષે કેટલોક ઊહાપોહ જાગેલો હુ કાઠિયાવાડમા હતો ત્યા માર્ગ પર આશ્રમમાથી એક મિત્રનો પત્ર આવ્યો કે 'આ બાબતમા બાપુજી ખરી હકીકત જાણવા માગે છે, જેથી તે બન્ને વ્યક્તિઓને જરા પણ અન્યાય ન થાય ' હુ અમદાવાદ પહોંચી સીધો આશ્રમમા ગયો ત્યા એ પ્રકરણ બાબત તે વખતે વાતાવરણ શમી ગયુ હતુ પણ હુ તો તરતનો જ આવેલો હોઇ મળેલી બાતમી વિષે કઇક કહેવા ગાંધીજી પાસે ગયો તેમણે મને કહ્યુ ' તમે જાઓ; તે ભાઇ હજુ આશ્રમમા જ હશે તેમને મળો અને જરા પણ અવિનય વાપર્યા વિના પૂરી નિર્ભયતાપૂર્વક તેમને સમજાવો કે તમારુ આ વર્તન બરાબર નથી ' હુ તે બાબતની ગાંધીજીની વાતચીત પરથી તેમની સત્યાગ્રહની ફિલસૂફી કઇક અંશે સમજ્યો કે સાચુ બોલવા ને આચરવામા જરા પણ શેહ ન ખાવી, ને છતા વિનય કે નમ્રતા ન ચૂકવા

( ૯ ) શ્રી પૂંજાભાઇ સાથે હુ એકવાર આશ્રમમા ગયો ગાંધીજીને પોતાના હિંદી અનુવાદ વિષે કઇક કહેવુ હતુ મે તેમને અનુવાદનુ કામ આગળ ન ધપવા વિષે કહ્યુ, તો તેમણે તેમણે તદ્દન સરળતાથી પૂછ્યુ કે 'રેવાશંકરભાઇના વ્યવહારમા કઈ મેલુ તો નથી?' આ શબ્દો તેમના જ છે મે કહ્યુ 'એવુ તો કઈ નથી ' પણ તેમના ઉક્ત વાક્ય પરથી હુ એટલુ જોઈ શકયો કે પોતાના ચિરપરિચિત અને પ્રિયતમ એવા એક યજમાનના વ્યવહારની ચોખ્ખાઈ વિષે પણ તેઓ કેટલી જાગૃતિ સેવે છે

( ૧૦ ) ૧૯૨૭ માં ગુજરાતમાં જળપ્રલય આવેલો. વિદ્યાપીઠનું મકાન નવું જ હતું. એ દિવસો દરમ્યાન હું એ મકાનમાં સપડાયેલો, ને ઘેર જઈ શકેલો નહીં. આચાર્ય કૃપાલાની પણ ત્યાં જ રહેતા હતા. મકાનના ચોકમાં એટલું બધું પાણી ભરાયેલું, ને ઉપરનીચે એટલું બધું પાણી ચૂતું હતું કે મકાન ક્યારે પડશે એ ભય ઊભો થયો. વિદ્યાર્થીઓ ને માણસો ફરિયાદ કરવા લાગ્યા કે ' આ મકાન નવું છે, પણ તે બાંધવામાં બહુ કાળજી નથી રખાઈ. જો પડયું તો માણસો અને પુસ્તકાલયના ભૂકા ઊડયા સમજવા.' મારે તો માત્ર પૂછીને જ જાણવાનું હતું. કૃપાલાનીજીને મેં પૂછયું: 'તમને મકાનની બાબતમાં શું લાગે છે?' તેમણે કહ્યું: 'અમુક ભાગ નમેલો લાગે છે; ને અત્યારે નહીં તો વહેલેમોડે પણ કદાચ પડશે.' મેં કહ્યું: 'ત્યારે શું થાય?' તેઓ કહે: 'વરસાદ બંધ પડે તો જ કંઇ થઇ શકે. મકાન તો નવું જ ફરી બંધાવવું યોગ્ય છે. પણ આ વિષે બાપુજીને કોણ કહે ? બાપુજી પાસે જવું એટલે વલ્લભભાઇની વિરુદ્ધ ફરિયાદ કરવા જેવું ગણાય. ' મેં કહ્યું: ' એમાં શું ? હું બાપુજી પાસે જઇશ. રહેનારના અચાનક પ્રાણ જાય ને બીજી બરબાદી થાય તે પહેલાં જ બાપુજીને જાણ શા માટે ન કરવી ? નહીં તો તેઓ જ કયારેક કહેવાના કે તમે કોઇએ મને જાણ કેમ ન કરી ? ' છેવટે અનુકૂળ સમયે હું ગાંધીજી પાસે ગયો. તેમણે મકાન વિષેની મારી વાત અત્યંત શાન્તિ ને ગંભીરતાથી સાંભળી, અને તે બાબત ઘટતું કરવાનું કહ્યું. પછી તેઓ જાતે સરદાર સાથે આવી મકાન જોઇ ગયા, અને પાકી તપાસ કરાવડાવી ગાંધીજીના આ વ્યવહારે મારા મનમાં નૈતિક હિંમતનું સૂક્ષ્મ બીજ રોપ્યું.

( ૧૧ ) ૧૯૩૨માં ગાંધીજી યરવડા જેલમાં હતા. તે દરમ્યાન કયારેક અમદાવાદ સ્વ. પૂંજાભાઇને પત્ર દ્વારા પૂછેલું કે ' જિનવિજયજી અને સુખલાલ કયાં છે ને શું કરે છે ? ' શ્રી. પૂંજાભાઇએ મને એ પત્ર

વાંચવા મુંબઈ ખીડયો. ત્યાં હું થોડુંક અંગ્રેજી શીખવાની દૃષ્ટિએ વાચતો હતો. મેં શ્રી. પૂંજાભાઇ દ્વારા જ ગાંધીજીને જવાબ લખ્યો કે 'હું મુંબઈમાં છું. બીજી પ્રવૃત્તિ સાથે થોડુંક અંગ્રેજી શીખું છું.' મેં અંગ્રેજી શીખવા પાછળની મારી દૃષ્ટિ દર્શાવી હતી; અને સાથે જ પૂછ્યું હતું કે 'મને તે શીખવા માટે આપ કંઇ માર્ગદર્શન કરશો, ને કઇ જગાએ રહી સારી રીતે શિખાય એ બાબત સલાહ આપશો?' તેમણે જવાબમાં લખ્યું કે 'તમારી અંગ્રેજી શીખવાની વિચારસરણી પાછળ દોષ તો રહેલો જ છે. પણ જો તમે નિર્ધાર જ કર્યો હોય, તો તમારે માટે શાન્તિનિકેતન ઠીક ગણાય.' ગાંધીજીએ મારી વિચારસરણી પાછળ દોષ રહ્યાનું આ વેળા માત્ર સૂચન જ કર્યું; પણ એ બાબત વિષે અમારી વચ્ચે ૧૯૨૯માં કયારેક વાતચીત થયેલી. હુ વિદ્યાપીઠમાં જે કામ કરતો તે પૂરું કર્યા પછી મારે અંગ્રેજી શીખવું હતું, ને એ વિષે મેં ગાંધીજીની સલાહ માગેલી. તેમણે તે વખતે કહેલું: 'અંગ્રેજી ભાષા પૃથ્વી જેટલી વિશાળ છે. તમારા જેવા એમાં શક્તિ ન ખરચે તો કંઈ બગડવાનુ નથી. તમે જે જે શાસ્ત્ર જાણો છો અગર જાણી શકો છો તે સંસ્કૃત, પ્રાકૃત, પાલીમદ્ધ શાસ્ત્રોના સાચા મર્મ શોધી કાઢવા ને પ્રકાશિત કરવા એ કંઇ સાધારણ કામ નથી. તે અનન્ત શક્તિ માગે છે. તો તમે એના જ રહસ્યચિન્તનમાં કેમ ન પડો?' તેમણે આગળ વધીને મને કહેલું: 'જુઓને રાયચંદભાઇની સ્મૃતિ કેવી અપાર હતી! એકવાર વાંચ્યું કે સાંભળ્યું એટલે અપરિચિત અંગ્રેજી ભાષાનાં પાનાંનાં પાનાં તેમને યાદ રહેતાં. પણ તેઓ તેની જાળમાં ન પડ્યા ને પોતાનું ઊંડું ચિન્તન અને મનન ચાલુ રાખ્યું, તો તેઓ ઘણુ નવું અને સારું આપી ગયા.' મને કહે: 'તમે એ રસ્તે કાં ન જાઓ?' પણ જ્યારે મારી મનોવૃત્તિ ઉત્કટ જોઈ ત્યારે કહ્યું કે 'ભલે, તમે ઇચ્છો છો તેમ તમારા કામની દૃષ્ટિએ શીખી લેજો.' તે જ વખતે પ્રસંગોપાત

શ્રીમદ્ રાજચન્દ્રની 'પુષ્પમાળા' વિષે મે કહ્યુ કે 'આટલી સોળ વર્ષ જેટલી નાની ઉમરમા તેમણે આટલો સુન્દર ગ્રન્થ લખ્યો એ મને અદ્ભુત લાગે છે' ગાધીજીએ એક જ વાકયમા મને જવાબ આપ્યો કે 'એ તો પુનર્જન્મની સાક્ષી છે'

(૧૨) છેલ્લો મહત્ત્વનો અને રસપ્રદ પ્રસગ ૧૯૪૪મા આવ્યો ગાધીજી જનાબ ઝીણા સાથે મન્ત્રણા કરવા મુબઈમા રહ્યા હતા તેમણે એક દિવસ એક જૈન સાધ્વી પાસેથી સાભળ્યુ કે હુ મુબઇમા જ છુ. એટલે તેમણે તે સાધ્વીજી દ્વારા મને સ્મરણ પાઠવ્યુ મે તેમની જ સાથે ગાધીજીને ચિઠ્ઠી મોકલી કે 'મળવાના ઘણા પ્રસગો વચ્ચે વચ્ચે આવ્યા, પણ પ્રયોજન વિના આપનો સમય ન લેવો એમ ધારી હુ મળવા નથી આવ્યો આપે ૧૯૩૮ મા ઑપરેશન વખતે મને તાર કરેલો કે "તમે બચી જશો અને આપણે મળીશુ" આ તારનો પૂર્વાર્ધ તો સાચો પડયો છે, પણ ઉત્તરાર્ધ સાચો પડવો હજુ બાકી છે' તેમણે એ જ ચિઠ્ઠીમા લખી મોકલ્યુ 'ઉત્તરાર્ધ પણ સાચો પાડયે જ છૂટકો તમે ચાર વાગે ખુશીથી આવી શકો છો મારુ મૌન હોય તોપણ આવી શકો છો અને એ સમયે ગમે ત્યારે આવવાની છૂટ છે' એમની ચિઠ્ઠી મળી, અને ચાર વાગ્યા પહેલા જ હુ ત્યા પહોચ્યો તેમનુ મૌન હતુ. પણ હુ તો બેઠો થોડી વારમા મૌન પૂરુ થયુ, એટલે તેઓ હસીને બોલ્યા 'હુ તો કાતતી વખતે મૌન સાચવુ છુ પહેલા કાતતી વખતે બોલતો પણ અમુક મિત્રોના કથન પછી મે, એક વખતે બે કામ ન કરવાની દૃષ્ટિએ કાતતી વખતે મૌન રાખવાનુ ચાલુ કર્યું છે' આટલા પરિચય પછી હુ પણ જરા ધૃષ્ટ થયેલો એટલે મે ટીકા કરતા ગાધીજીને કહ્યુ 'આપે એક વખતે બે કામ ન કરવાની દૃષ્ટિએ મૌન રાખવાનો નિયમ કર્યો છે પણ એ કયા પળાય છે? આપ બોલતા નથી એ ખરુ પણ જે કાતતા કાતતા બીજાની વાતો

સાભળ્યા જ કરો, તો એક વખતે એક ક્રિયા કરવાનો નિયમ ન સચવાય ઘણી વખત બોલવા કરતા સાભળવામા વધારે એકાગ્રતા રાખવી પડે છે, અને તેથી કાતવામા ખલેલ આવવાની જ ' મે આગળ વધી કહ્યુ 'એક પ્રાચીન જૈન આચાર્યે એકસાથે બે કામ ન કરવાનુ કહ્યુ છે, તે એક કામ વધારે સારી રીતે થાય તેટલા માટે જ ' ગાધીજીએ ગભીરતાથી કહ્યુ ' ત્યારે મારો નિયમ હજુ અર્ધો છે ને અર્ધો લેવો બાકી છે, એમ ફલિત થયુ કયારેક એ નિયમ પૂરો કરવા યત્ન થશે '

મુબઈ, ૧૬-૭-૪૫

## ગાંધીજી અને તેમના સાથીઓ

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

( ૧ ) ૧૯૧૫મા ગાધીજી હિંદુસ્તાન આવ્યા પછી થોડા જ દિવસમા શાન્તિનિકેતન આવેલા, કેમકે ફિનિક્સ આશ્રમથી આવેલી મડળી ત્યા હતી હુ પણ તે વેળા સ્વતન્ત્ર રીતે ત્યા ગયેલો ગાધીજી આવ્યા તે દિવસે મોડી રાત સુધી અમે વાતો કરી સવારે ઊઠીને પ્રાર્થના પછી અમે મજૂરી કરવા ગયા ત્યાથી પાછા આવીને જોયુ તો અમારે માટે નાસ્તો, ફળ વગેરે બધુ કાપી કરીને જુદી જુદી થાળીઓમા પીરસી રાખેલુ. અમે તો બધા કામે ગયેલા, પછી માની પેઠે આ બધી મહેનત કોણે કરી ? મે ગાધીજીને પૂછ્યુ (એ વખતે હુ એમની સાથે અગ્રેજીમા જ બોલતો ) 'આ બધુ કોણે કર્યું ? ' તેમણે કહ્યુ 'કેમ ? મે કર્યું છે ' મે સકોચથી કહ્યુ 'આપે કેમ કર્યું ? આપ બધી તૈયારી કરો, ને અમે બેઠા બેઠા ખાઇએ, એ મને સારુ નથી લાગતુ ' 'કેમ, એમા શો વાંધો છે ? ' મે કહ્યુ 'આપ જેવાની સેવા લેવા જેટલી

લાયકાત અમારામા હોવી જોઇએ ને !' એનો એમણે જે જવાબ આપ્યો તેને માટે હુ તૈયાર ન હતો મે અગ્રેજીમા કહેલુ કે 'We must deserve it' એ સાભળતા તેમણે સાવ સ્વાભાવિકપણે કહ્યુ 'Which is a fact' (એટલે કે તમે એને માટે લાયક છો જ) હુ એમની સામે જોઈ રહ્યો તેમણે હસતા હસતા કહ્યુ તમે બધા કામે ગયા હતા, ને નાસ્તો કરીને પાછા કામે ચડી જશો મારી પાસે ફુરસદ હતી એટલે મે તમારો વખત બચાવ્યો એક કનાક કામ કરીને આવો નાસ્તો કરવાની લાયકાત તમે મેળવી જ છે' મારો કહેવાનો ભાવ તો એ હતો કે આવા મોટા નેતા અને સત્પુરુષની સેવા લેવા જેટલી લાયકાત અમારામા હોવી જોઇએ ને ! એ ભાવ એમના મગજ સુધી પહોચ્યો જ નહી. તેઓ તો માણસમાત્ર પ્રત્યે સમદૃષ્ટિથી જોનારા રહ્યા તેથી એમની નજરે તો મે સેવા કરી એટલે હુ એમની સેવા લેવાને હકદાર બની જ ગયો

(૨) ૧૯૧૮મા મજૂરોની હડતાળને અગે ગાધીજીએ ઉપવાસનો નિશ્ચય કર્યો એની વાત સાભળી મહાદેવભાઇએ અને મે એમની સાથે ઉપવાસ કરવાનો વિચાર કર્યો મહાદેવભાઇએ ગાધીજી પાસે જઇ પોતાનો વિચાર તેમને જણાવ્યો ગાધીજીએ એમને મનાવી જોયા પણ મહાદેવભાઇએ માન્યુ નહી. ચર્ચા ને દલીલનો વખત નહોતો ગાધીજીએ કડકાઇથી કહ્યુ 'મહાદેવ, તમારો ધર્મ શો છે એ પણ હુ જાણુ છુ અત્યારે તમારે ખાવુ જોઇએ મારી વાત નહી માનો તો હુ તમારુ મો નહી જોઉ' મહાદેવભાઇ ગમગીન ચહેરે મારી પાસે આવ્યા ને કહેવા લાગ્યા 'બાપુ મારુ મો ન જુએ તો હુ જીવુ કેવી રીતે ?' મે કહ્યુ 'બાપુ તો આપણા અતરાત્મા જેવા છે તેઓ કહે કે ખાવુ જોઇએ, તો આપણે ખાવુ ખાઇને જ આપણે આપણી કસોટી થવા દેવી' મારુ નામ પણ ગાધીજી

પાસે ગયું હતું. હું તેમની પાસે ગયો ને કહ્યું ' મહાદેવભાઇએ મને બધું કહ્યું છે અમે બન્નેએ ખાવાનો નિશ્ચય કરી લીધો છે. માત્ર હું ખજૂર ને પાણી પર રહીશ. પણ એને આપના ઉપવાસની સાથે કશો સંબન્ધ નથી. એ મારો સ્વતન્ત્ર પ્રયોગ છે.' ગાધીજીના મનમા કદી શકા નથી આવતી. તેમણે તરત જ કહ્યું 'ઠીક છે, તમારો પ્રયોગ ભલે ચાલતો.' મે સાચે જ એવો પ્રયોગ કરવાનો વિચાર રાખેલો મને ડર હતો કે ગાધીજી શકા ઉઠાવશે કે આણે ચાલાકીથી નવો રસ્તો કાઢયો પણ તેમણે જરા પણ શંકા ન ઉઠાવી એ જોઈ મને સતોષ થયો એ જ રીતે તેમણે અનસૂયાબહેનને પણ ઉપવાસ કરતા રોકયા. સાન્જે પ્રાર્થનામા કહ્યુ ' મારી સાથે તમે લોકો ઉપવાસ કરશો તો તેથી મારી શક્તિ વધવાની નથી પણ ઘટવાની છે ઊલટી તમારી ચિન્તા મને થયા કરશે. એટલે તમારો ધર્મ તો એ છે કે સારી પેઠે ખાઈને મારી સાથે કામ કર્યા કરો. આ ઉપવાસમા મારો દેહ પડે તો તમારે શોક કરવાનો નથી આશ્રમજીવનમા મિષ્ટાન્ન બનાવીને ખાવાનો અવકાશ હોય, તો તે દિવસે તમારે મિષ્ટાન્ન બનાવીને ખાવુ જોઇએ મારા સાથી મારી સાથે ઉપવાસ કરવા બેસે તો મારું બધું કામ અટકી જાય, ને હું કદી ઉપવાસ કરી જ ન શકું.'

(૩) મહાદેવભાઇ ગાધીજી સાથે જોડાયા ત્યારબાદ થોડે દિવસે અમે વાતો કરતા હતા. મહાદેવભાઇ કહે ' બાપુ એક જગાએ મળવા ગયેલા ત્યા તેઓ ખુરસી પર બેઠા, ને હુ ભોય પર બેઠો બાપુ કહે ' આ બરાબર નથી. મારી પાસે આ બીજી ખુરસી પર બેસો." મારી હિંમત ન ચાલી એટલે બાપુ ઠપકો આપીને કહે " આ જમાનાની રીતભાત પણ તમારે શીખવી જોઇએ માટે ઊઠો, ને ખુરસી પર બેસો.' હું શરમાતો શરમાતો બેસી ગયો ' મે કહ્યુ: 'નવવધૂની પેઠે ને!'

(૪) મહાદેવભાઇ પાસેથી જ સાંભળેલી એક બીજી વાત છે. ઉત્તર

હિંદમાં મહાદેવભાઇ ગાધીજી સાથે મુસાફરી કરતા હતા ચાલતી ગાડીએ લખવાનો મહાવરો ગાધીજીને છે, ને મહાદેવભાઇને પણ હતો એક દિવસ રાતે મોડા સુધી મહાદેવભાઇએ લખ્યુ, ને કામ પૂરુ કરીને જ સૂઇ ગયા. સવારે વહેલા ઊઠવુ એમને માટે અશક્ય હતુ સવારે જાગ્યા ત્યારે જોયુ કે ગાધીજીએ જાતે સ્ટેશનની વેટિંગ રૂમમા જઇને મહાદેવભાઇ માટે ચા, દૂધ, ખાડ, પાઉંરોટી, માખણ વગેરે મગાવી તાસકમા તૈયાર રાખ્યુ છે ગાધીજી પોતે તો ચા નથી પીતા, પણ મહાદેવભાઇ ચા પીએ છે એની એમને ખબર હતી. એટલે તેઓ આ તૈયારી રાખીને મહાદેવભાઇના જાગવાની રાહ જોતા બેઠા હતા મહાદેવભાઇ જાગ્યા ત્યારે આ જોઇને શરમાઇ ગયા પોતે ચા પીએ છે એ ભેદ ગાધીજી આગળ ખૂલી ગયો એથી વધારે સકોચ થયો પણ ગાધીજીએ મીઠી મીઠી વાતોથી એમનો સકોચ દૂર કર્યો, ને કહ્યુ કે 'રાતનો થાક પણ ઊતરવો જોઇએ ને!' *

## જુવાનીની નજરે

**ગણેશ વાસુદેવ માવળંકર**

મહાત્મા ગાધી—તે વેળાના ફક્ત 'શ્રી ગાધી'—હિદુસ્તાનમા આવ્યા ત્યારથી તેમણે પોતાનુ કાયમનુ સ્થાન—હિદુસ્તાનમા પોતાના કાર્યનુ કેન્દ્ર—અમદાવાદમા રાખ્યુ, તેને લીધે તેમના નિકટના પરિચયમા આવી તેમનુ અતર્બાહ્ય દર્શન કરવાનુ સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયુ. તેમની દેખરેખ નીચે થોડુક સાર્વજનિક કાર્ય કરવાની તક પણ મળી તેમનો વ્યાપ દહાડે દહાડે જેમ જેમ વધતો ગયો તેમ તેમ પ્રત્યક્ષ પરિચયના

* જેલનિવાસ દરમ્યાન હિન્દુસ્તાનીમા લખેલા ગાધીજીના જીવન-પ્રસગોના અપ્રસિદ્ધ પુસ્તકમાથી ઉદ્ધૃત

પ્રસંગો ઓછા થતા ગયા;—હું ઓછા કરતો ગયો એમ કહું તોપણ ચાલે. તેમની પાસે રહીને કામ કરવું એવી મારી પ્રબળ ઇચ્છા હતી. કંઇ નહીં તો તેમને મળવાના, તથા તેમની સાથે વાત કરવાના, જે જે પ્રસંગ મળે તેનો લાભ લેવો એવી પણ મારી ઇચ્છા હતી. પણ રાષ્ટ્રોદ્ધારનો મેરુ જેવડો ભાર હંમેશાં માથે ઉપાડનારા બાપુને મારે કારણે થનારા અલ્પ શ્રમમાંથી પણ બચાવી લેવા, એ એક જ વિચારથી મેં, સર્વ ઇચ્છાઓ દાબીને, કેવળ કામને સારુ ખાસ જરૂર હોય તો જ મળવું એવો લગભગ નિયમ ૧૯૨૪થી કર્યો. ત્યારપછીનાં વીસ વરસમાં પ્રત્યક્ષ પરિચયના, અને તેમના સ્વભાવ ને ગુણનું દર્શન કરાવે એવાં સ્મરણોના, પ્રસંગો બહુ જ થોડા છે—લગભગ નથી કહીએ તો ચાલે.

તેમનું પ્રથમ દર્શન ૧૯૧૫માં થયું. ધોતિયું, અંગરખો, તેના પર ખેસ, ને માથે કાઠિયાવાડી ફેંટો, એ એમનો તે વખતનો પહેરવેશ હતો. એથી ઊલટું, કોટ, પાટલૂન, જાકીટ, ક્યારેક નેકટાઇ, ને જરકશી તોરાવાળી ભભકદાર રંગીન દક્ષિણી પાઘડી, એ મારા જેવા જુવાન વકીલનો શિષ્ટ ગણાતો, ને કોર્ટ તથા બીજાં જાહેર સ્થળોએ પહેરવાનો, પોશાક હતો. પહેરવેશ પરથી કેકના માનસ ને વિચારસરણી વિષે કોઇ અનુમાન કરત તો તે ખોટું ન પડત. એક સાદા, સાચા, ને સર્વાંગી સ્વદેશીના પુરસ્કર્તા, ગરીબોના બેલી, ત્યાગમૂર્તિ, દેશને માટે ગમે તેવાં કષ્ટો વેઠવાને તૈયાર એવા પુરુષ હતા અને બીજો અજ્ઞાનથી, ને તેથી જ પ્રામાણિકપણે, પોતાને શિષ્ટ, બુદ્ધિમાન, રાજભક્ત, અને લોકનેતા થવાને લાયક માનનાર તરુણ હતો. પ્રથમ દર્શન પછીનાં પહેલાં એકબે વરસ તો જે દૃષ્ટિએ હું ગાંધીજી પ્રત્યે જોતો હતો તે, એ વેળા સાર્વજનિક પ્રશ્નોનો વિચાર કરનાર જે મધ્યમ વર્ગ ને વકીલ વર્ગ હતો તેની જ દૃષ્ટિ હતી.

ગાંધીજીનો અત્યારનો આશ્રમ ૧૯૧૭-૧૮માં બંધાયો તે પહેલાં

બેએક વરસ કોચરબમાં ભાડાના મકાનમાં આશ્રમ હતો. આશ્રમની રહેણીકરણી મને વિચિત્ર લાગતી; એમાં ઘેલછા પણ દેખાતી. બેસવાને સાદી શેતરંજી કે સાદડી હોય; ટેબલખુરસી મળે નહીં. ગાંધીજી મોટે ભાગે ઉઘાડે શરીરે બેસે. અંગ્રેજી ભાષા ઉત્તમ આવડે છતાં બધો વહેવાર ગુજરાતીમાં જ ચલાવે. બરુની કલમથી લખે. શાહીચૂસ કાગળને બદલે કાળી રજ વાપરે. ભૂરી–કાળી શાહીને બદલે ગામઠી કાળી શાહી વાપરે. જાતે દળવા, ખાંડવા, રાંધવા, પીરસવા ને વણવાનાં કામો કરે. એ બધું જોઇને અંગે એકદમ વિરોધનાં રોમાંચ ખડાં થતાં. 'આ બધું શું છે? આમાં ખરેખર કંઇ તથ્ય છે, કે આ બધું નર્યું ગાંડપણ છે? દક્ષિણ આફ્રિકામાં જેમણે આટલી કીર્તિ મેળવી છે ને જેમણે વિલાયતમાં ઘણાં વરસ ગાળ્યાં છે એવા આ ગૃહસ્થ આમ કેમ કરે છે?' એમને પાગલ કહેવાની હિંમત ચાલે નહીં. અને શાણા છે, દીર્ઘદર્શી છે, એમના કાર્યમાં કંઇક ગૂઢ તત્ત્વાર્થ છે, એમ તરુણ ને અહંકારી મન કબૂલ કરે નહીં.

આવી પરિસ્થિતિ ને મનોદશામાં કેટલોક કાળ ગયો. પછી જેમજેમ નિકટનો પરિચય થતો ગયો તેમતેમ મારી દૃષ્ટિ બદલાઈ, ને એ મહાન વિભૂતિનું ખરું સ્વરૂપદર્શન થયું. એ દર્શન આજે પણ પૂરેપૂરું થઈ રહ્યું નથી. પણ મારી જ દિશાભૂલ થાય છે એમ દહાડેદહાડે સમજાવા લાગ્યું; અને એમનામાં જે પાગલપણાનો ભાસ થતો હતો તે પાગલપણું મારી જ દૃષ્ટિમાં હતું, એવો અનુભવ રોજેરોજ થવા લાગ્યો.

ગાંધીજીના ને મારા નિકટ પરિચયના કાળનાં સર્વ સંસ્મરણો લખવાં એ આ લેખનો હેતુ નથી. કેટલાંક સ્મરણો સાવ વ્યક્તિગત, મધુર અને પ્રેમપૂર્ણ છે. એ લખવા જતાં પણ તે તે પ્રસંગોનું પુનઃ સ્મરણ થઇ આનંદ ઊપજે છે. પણ તે આ લેખની મર્યાદા બહાર જ રહેવાં જોઇએ. એમના સ્વભાવનું દર્શન કરાવે એવાં એકબે સ્મરણો જ અહીં લખવાનો

વિચાર છે

આશ્રમની છેક શરૂઆતના દિવસો બહુ જ કડક નિયમનના હતા ભોજન સાદુ શાકદાળ વગેરે બધુ માત્ર ઉકાળેલુ મરચા કે વઘાર નહીં મસાલાનું તો નામ જ ન મળે ઘી નહીં મીઠુ જોઇએ તો મળે ગાધીજી પોતે પીરસવાનુ કામ કરતા મારા જેવા જુવાનો જમવાટાણે હાજર હોય તો તેમને પ્રેમપૂર્વક જમવાનો આગ્રહ કરતા ના કહેવી પણ મુશ્કેલ ને જમવાનુ તો એથીયે મુશ્કેલ મારા એક મિત્રની એવી જ ગમ્મત થઇ તે કૉલેજમા હતા અગ્રેજી સારુ લખતા સુદર અગ્રેજી ભાષામા અરજી કે ઠરાવ લખતા આવડે એ દેશસેવા કરવાનો એક મુખ્ય ને મહત્ત્વનો માર્ગ છે, એવો એમનો મત હતો એ વખતના સહુ સુશિક્ષિત માણસો પણ એમ જ માનતા આજે પણ કદાચ પોતાને રાજકાજમા કુશળ માનનાર ઘણા લોકો ઉત્તમ અને અસ્ખલિત વક્તૃત્વ ને લેખનમા જ રાજકાજની સમાપ્તિ થતી માનતા હશે, એવી આટકળ છાપા પરથી બધાય છે પેલા ભાઇ પણ એમ જ માનતા ને એમને અગ્રેજી સારુ આવડતુ એટલે એક દિવસ તેમણે વિદાય લેતા ગાધીજીને કહ્યુ 'મારા જેવુ કામકાજ હોય તો આપ મને કહેજો હુ જરૂર બનશે તે કરીશ ' એમની ધારણા હતી કે ગાધીજી એકાદ અગ્રેજી લેખ લખવાનુ કહેશે પણ તે ખોટી ઠરી તે પછીનો પ્રસગ સવાદરૂપે જ આપવો ઠીક પડશે

ગાધીજી વાહ, બહુ સારી વાત તમને અત્યારે જ વખત છે શુ ?

મિત્ર હા

ગાધીજી તો તમે જરા થોભશો ? આ દળવાના ઘઉં કાઢ્યા છે તે અને ચોખા વીણવામા મદદ કરશો ? ( આશ્રમના બીજા માણસો તે કામ કરતા હતા )

મિત્ર હા, જરૂર ( બિચારાને મનમા ગુસ્સો તો બહુ જ ચડયો તો, ને અપમાન થયા જેવુ પણ લાગેલું. પણ કરે શુ ? ના શી રીતે કહેવાય ? )

ગાધીજી • હુ તમારો આભારી છુ.

પેના ભાઇ કામે વળગ્યા ગાધીજી પાછા પોતાના કામમા પરોવાઈ ગયા કનાકેક થયો પેલા ભાઇ કટાળ્યા. ઊઠ્યા, ને ગાધીજી પાસે આવી કહેવા લાગ્યા ' હું હવે રજા લઉ ? ઘણો વખત થયો '

ગાધીજી કેમ, કટાળ્યા ?

મિત્ર ના, ના ( ખરેખર કટાળ્યા તો હતા, પણ શિષ્ટાચાર આડે આવ્યો, ને અસત્ય બોલવુ પડ્યુ )

ગાધીજી તો શુ ઘેર કઇ ઉતાવળ છે ?

મિત્ર હા, એવુ જરાક છે ખરુ

ગાધીજી શી ઉતાવળ છે ?

મિત્ર સાજે જરા નાસ્તો કરવાની મને ટેવ છે રાતે જમવાનુ મોડુ થાય છે હવે નાસ્તાનો વખત થયો, એટલે જવુ જોઇએ.

ગાધીજી ઓહો ! એટલા જ માટે જવાની કશી જરૂર નથી અમારો જમવાનો વખત અડધા કલાકમા ( પાા-૬ નો સુમાર થયો હતો ) થશે તમને અમારી ભાખરી ને મીઠાથી ચાલી શકે તો અહી જ જમવાગણે તમારા સમાગમનો લાભ અમને આપશો ? હુ કામમા હતો એટલે તમારી સાથે જરા પણ વાત કરી શક્યો નહી તે માટે માફ કરજો જમતા જમતાં આપણે વાત કરીશુ

મિત્ર હા, હા, આપનુ નોતરુ હુ ખુશીથી સ્વીકાર છુ

થોડી વારમા ભોજનનો સમય થયો મરચા વગર ને મસાલા વિનાનો માત્ર ઉકાળેલો આહાર—શાક, ભાત, દાળનુ પાણી, ઘી વિનાની ભાખરી એ ભોજનનો ઠાઠ ! ગાધીજીએ અત્યત પ્રેમથી પોના ભાઇને પાસે બેસાડયા ભોજન શરૂ થયુ વાતચીત પણ શરૂ થઈ પોતાને તો ભાખરીનુ અક્કેક બટકુ પાણીના ઘૂટડા સાથે ગળે ઉતારવુ પડતુ હતું તેમ કરતાએ નાની સરખી ભાખરી આખી તો એમનાથી ન જ ખવાઈ

જમી રહ્યા પછી દરેક જણે પોતાની થાળીવાટકી માજી નાખવી એવો નિયમ હતો એમાથી પણ એ ભાઈ પાર ઊતરયા ને છેવટે ' હાશ, છૂટયા ' એમ તેમને થઇ ગયુ

*જતી વખતે ગાધીજી કહે ' દેશસેવા કરવાની તમારી ઇચ્છા છે તે* બહુ સ્તુત્ય છે તમારી બુદ્ધિનો ને જ્ઞાનનો ઉપયોગ ઘણો થાય એવો છે પણ એ બધુ કરવાને તમારે તમારુ શરીર નીરોગી ને ખડતલ બનાવવુ જોઇએ અને એની તૈયારી કરવામા મડવુ એ જ તમારે માટે દેશસેવાને રસ્તે જવાનુ પહેલુ પગથિયુ છે ' બહુ જ આત્મીયતાથી ને લાગણીથી ગાધીજીએ આ શિખામણ આપી

ઉપલો પ્રસગ મારા પરિચયના છેક શરૂઆતના વખતનો છે તે બન્યો ત્યારે હુ જાતે હાજર નહોતો પણ મારા બીજા એક મિત્રે બીજે જ દિવસે તે મને કહેલો અમારા મિત્રનુ મન જરા દુભાયુ એનુ અમને દુ ખ થયુ ગાધીજી પર થોડોક ગુસ્સો પણ ચડયો પણ તરત જ વિચાર આવ્યો કે ખરેખર ગાધીજી અત્યત સૌજન્યથી વર્તા છે તેઓ પોતે તેમજ બીજા આશ્રમવાસીઓ જે કામ કરતા હતા તે જ કામ કરવાનુ આ ભાઇને કહ્યુ એમા એમની શી કસૂર ? જાણીજોઇને અપમાન કરવાનો તેમનો ઇરાદો નહોતો બહુ જ લાગણીપૂર્વક તેમણે છેવટે શિખામણ આપી માનહાનિ કે અપમાનનો અમને જે ભાસ થયો તેનુ કારણ અમારુ

પોતાની મોટાઇ વિષેનુ હુ પદ પીરસવાનું કામ, ને તે અમે ગ્રેજ્યુએટ કરીએ ? છટ્, એ તો બને જ નહી અમે તો ટેબલખુરસીએ બેસીને સહુને હુકમ કરીએ, દેશહિતના માર્ગો વિષે અનુમાનો કરીએ, ને આમવર્ગે તેનો અમલ કરવો જોઇએ અમારા અનુમાનની પાછળ અનુભવનું બળ હોવુ જોઇએ એમ અમને કદી લાગ્યુ નહોતુ હજુ ઘણાને લાગતું હોય એમ દેખાતુ નથી અમારા આવા ખ્યાલ હોય તેમા ગાધીજી શુ કરે ? પણ એટલુ ખરુ કે આ પ્રસગને લીધે અમે લોકો ગાધીજીના તત્ત્વો તરફ નજર નાખવા લાગ્યા, અને જેમ જેમ અનુભવ થતો ગયો તેમ તેમ અમારી જ ભૂલ થાય છે એમ દેખાવા લાગ્યુ

બીજો પ્રસગ ૧૯૨૦ નો છે શાળાકોલેજો, અદાલતો, ધારાસભાઓ ને ઇલકાબોનો બહિષ્કાર ગાધીજીએ જાહેર કર્યો મને બુદ્ધિથી તો એ કાર્યક્રમ રુચતો હતો, પણ એ વહેવારુ નથી એ એની સામે મોટો વાધો હતો હુ પોતે ૧૯૨૦ના ઑગસ્ટના અરસામા વકીલાત છોડવા તૈયાર નહોતો. મારો ધધો તરતમા જ જામ્યો હતો અથવા જામવા લાગ્યો હતો આગળ પર વકીલાત વધવાની આશા સ્પષ્ટ દેખાતી હતી વળી, વીસ વરસ વકીલાત કરીને છોડી દેવી ને પછી આખુ જીવન સાર્વજનિક સેવામા જ ગાળવું, એવો જે વિચાર ૧૯૧૩ થી મનમા હતો તે પણ ડગ્યો નહોતો. બીજા વકીલો વકીલાત ન છોડે તો મારા એકલાના છોડવાથી શો ફાયદો ? એ મારી તે વખતની વિચારસરણી હતી. ' આ કાર્યક્રમ તમને ગમે છે ને ? પછી તમે પોતે બીજાઓની રાહ શા માટે જુઓ છો ? આ પુણ્યકાર્ય છે, દેશ માટે કરવાનુ ધર્મકાર્ય છે આપણાથી બધુ કામ ન થાય તોપણ જેટલુ સત્કાર્ય થાય તેટલુ કરવામા શી અડચણ ? એટલુ તો ફળ મળશે ને ? આપણી નજર સામે ફળ ન દેખાય તોયે કોઈ પણ કાર્યનુ પરિણામ નીપજ્યા વિના રહેતુ નથી ' આ ગાધીજીની વિચારસરણી પણ મને તે

ગળે ઊતરતી નહોતી, કારણ મારા ત્યાગનુ પ્રત્યક્ષ ફળ એકદમ જોવાની લાલસા મને હતી. कर्मण्येवाधिकारस्ते એ સૂત્ર મારા નોટપેપર પર મે ૧૯૧૦ થી છપાવી રાખેલુ છતા હુ તે પચવી શક્યો નહોતો, એ દેખીતુ છે

હુ પોતે વકીલાત છોડવા તૈયાર નથી, તો અસહકારના ઠરાવ પર મારાથી મત અપાય ખરો? એવો વિચાર મારા મને કર્યો પરદેશી કાપડના વેપારીઓએ વેપાર છોડવો, છોકરાઓએ શાળાકોલેજો છોડવી, ઇલકાબધારીઓએ ઇલકાબ છોડવા, એમ કહેનાર માણસે પોતાને લાગૂ પડનારો વકીલાત છોડવાનો કાર્યક્રમ અમલમા ન મૂક્વો જોઇએ? દરેક જણ બીજાએ શુ કરવુ એ તેને કહેવા બેસે એના કરતા પોતે શુ કરવાનુ છે એ જોઇને જ મત આપે એમા પ્રામાણિકપણુ ને ઔચિત્ય છે, એવો વિચાર કરીને જ મે ૧૯૨૦ની કલકત્તામા મળેલી મહાસભાની બેઠકમા અસહકારના ઠરાવની તરફેણમા મત ન આપ્યો પણ ઠરાવ મારી બુદ્ધિને ગમતો હતો એટલે તેની વિરુદ્ધ પણ મત ન આપ્યો હુ તટસ્થ રહ્યો મારા મિત્ર સ્વ મણિલાલ કોઠારી મારી જોડે જ બેઠા હતા મે મત ન આપ્યો તેથી તેઓ મારા પર નારાજ થયા તેમણે વકીલાત છોડવાનો નિશ્ચય કર્યો હતો તેમના મતને કિમત હતી હુ મત આપુ તે દભ હતો શ્રી મણિલાલ કોઠારીની ક્ષમા માગવા સિવાય બીજો રસ્તો મારે માટે નહોતો

કલકત્તાની મહાસભા થઈ ગયા પછી સરદાર ( તે વેળાના શ્રીયુત ) વલ્લભભાઇ પટેલે એ પ્રશ્ન અમદાવાદ મ્યુનિસિપાલિટીમા આણ્યો અથવા અણાવ્યો તેઓ મ્યુનિસિપાલિટીમા અમારા નેતા હતા કુભારેસ કડામણમા આવી પડ્યો મ્યુનિસિપાલિટી અસહકાર ન કરે તો રાજીનામા આપવાનો કાગળ બે શિક્ષકોએ લખ્યો તેમના રાજીનામા સ્વીકારવા એવો ઠરાવ શ્રી વલ્લભભાઇએ રજૂ કર્યો મે તેના પર સુધારો મૂક્યો કે 'આ સવાલ વિષે

આપણા મતદારોને હકીકત જણાવીને આપણે તેમનો મત જાણી શકીએ તે માટે આ સવાલનો વિચાર મહિના પછી કરવો.' સુધારો પસાર થયો. મતદારો મારા જેવો મત આપે તો ઠીક; નહી તો સભાસદ તરીકેનું રાજીનામું આપી મતદારોને અનુકૂળ મતવાળો ઉમેદવાર ચૂંટવાની તક આપવી; એવો વિચાર મેં કર્યો. મ્યુનિસિપાલિટી અસહકાર સ્વીકારે તેની વિરુદ્ધ મારો પોતાનો મત હતો. મતદારો આગળ અસહકારને અનુકૂળ ને પ્રતિકૂળ બંને પક્ષ રજૂ કરવાને મેં એક નિવેદન તૈયાર કર્યું. દરેક મતદારને તે નિવેદન, ને સાથે જવાબ માટે ફૉર્મ તથા મારું સરનામું છાપેલું બે પૈસાનું ટપાલનું પાકીટ, મોકલવાનું ઠરાવ્યું.

મેં નિવેદન લખ્યું તે વેળા ગાંધીજી સદ્‌ભાગ્યે અમદાવાદમાં હતા. મારી સામેનો એટલે કે ગાંધીજીનો પક્ષ મેં નિવેદનમાં રજૂ કર્યો હતો તેમાં તેમના વિચારો બરાબર રજૂ થયા છે કે નહી, તેમજ મારો જે પક્ષ મેં રજૂ કર્યો હતો તેને વિષે કંઈક વધારે ચર્ચા કર્યા પછી મારો મત બદલાય છે કે કેમ, એ જોવા માટે હું મારા નિવેદનનાં પ્રૂફ લઈને ગાંધીજી પાસે ગયો. નિવેદન ગુજરાતીમાં જ હતું એ કહેવાની જરૂર નથી. ગાંધીજી તે કાળજીપૂર્વક આખું વાંચી ગયા. તે પછીની હકીકત સંવાદરૂપે જ આપું છું. સંવાદના સર્વ શબ્દો આજે યાદ આવે એમ નથી, પણ મુદ્દાની બાબત સ્પષ્ટ યાદ છે.

ગાં૦—માવળંકર, તમે આ નિવેદન બહુ જ લાંબું લખ્યું છે!

હું—હા, બાપુ. સહુને સ્પષ્ટ સમજાય એ માટે એમ કરવું જરૂરનું હતું. ને થોડા શબ્દોમાં બધું કહી દેવાની લેખનકળા મારામાં નથી.

પછી નિવેદનમાં એમનો પક્ષ બરાબર રજૂ થયો છે એમ કહી, તેમણે મારા પક્ષનો દરેક મુદ્દો લઈ ચર્ચા શરૂ કરી. ચર્ચા આશરે પોણો કલાક

ચાની ( ૧૯૨૦ ના અક્ટોબરમા ) ગાધીજીને માથે આજની પેઠે જ જાતજાતના કામોનો બોજો હતો છતા તેમણે જરા પણ ઉતાવળ કે ધ ર્ય કર્યા વિના કે કટાળો આણ્યા વિના મોકળા દિલથી ને હસતે મોઢે ચર્ચા કરી હુ જ્યારે દેતો બંધ થયો જોઇ તેમણે કહ્યુ કેમ, હવે તમારો શો મત છે ?

હુ હું શરૂઆતમા જ્યા હતો ત્યા જ છુ

ગા૦ આગળ ચર્ચા કરવા હુ તૈયાર છુ પણ આ બેઠકમા જ હુ તમને સમજાવી શકીશ એમ લાગતુ નથી તો હવે તમે શુ કરશો ?

હુ બાપુ, મને ખરેખર દુ ખ થાય છે કે આપને કામની ભીડ છતા મે આપનો આટલો અમૂલ્ય વખત લીધો ને છતા આપની વિચારસરણી હુ સ્વીકારી શક્યો નહી પણ આપને વિષે મને ભારે આદર છે આપણો મતભેદ હોય તો આપની ભૂલ કરતા મારી જ ભૂલ હોવાનો સભવ વધારે છે એમ મને લાગે છે એટલે આપનુ કહેવુ મને ગળે ઊતરતુ નથી છતા, તે સ્વીકારવાનો વિચાર હુ કરુ છુ

ગા૦ ( હસતા હસતા ) તમને ગળે ઊતરે છે માટે નહી, પણ મારે વિષે આદર છે એટલા માટે ?

હુ હા, એમ જ

ગા૦ તો મારે વિષેનો આદર પ્રગટ કરવાની તમારી રીત ભૂલભરેલી છે તમને જે સત્ય લાગતુ હોય તે જ નિર્ભયપણે લોકો આગળ રજૂ કરવાનો તમારો ધર્મ છે એમા તમારા વિચાર પણ રજૂ કરો અને મારી જે ભૂલ તમને દેખાતી હોય તે બતાવી તેના પર ટીકા પણ કરો મારે વિષેનો આદર બતાવવાનો આ જ ખરો રસ્તો છે.

હુ એ મને મશ્કેલ લાગે છે

ગાં૦ : મુશ્કેલ ન લાગવું જોઇએ. તમે નિઃશંક ને નિર્ભય રહો, ને નિવેદન જેવું છે તેવું જ છાપો. તમે જે ચર્ચા કરી તે પરથી દેખાયેલા તમારા વિચાર પ્રમાણે નિવેદન યોગ્ય ને બરોબર છે. મારા વિચાર તમે રજૂ કર્યા છે તેમાં પણ ભૂલ નથી. એટલે બંને પક્ષ મતદારો આગળ છે તે રૂપમાં જ રજૂ થવા દો.

મને આથી ખરેખર બહુ સારું લાગ્યું. મન પરનો બોજો ઊતરી ગયો. તેથી એક રીતે મને આનન્દ થતો હતો. પણ ગાંધીજી સાથે પોણો કલાક ચર્ચા કરવા છતાં તેમની વિચારસરણી મારે ગળે ન ઊતરી એવો તે હું કેવો બોથડ, ને મે એમને નકામો ત્રાસ આપ્યો, એ વિચારથી કંઇક ખેદ પણ મનમાં હતો. એવી સ્થિતિમાં હું એમની વિદાય લઇને નીકળ્યો. બારણે પહોંચ્યું છું એટલામાં તો ગાંધીજીએ મને હાક મારીને બોલાવ્યો, ને કહ્યું: 'માવળંકર, લાવો જોઉં તમારું નિવેદન. મને લાગે છે મારી વિચારસરણી વિરુદ્ધ હજુ એકબે મુદ્દા તમારી તરફેણમાં ઉમેરી શકાય એવા છે.' મેં તરત જ પ્રૂફ એમને આપ્યાં. તેમણે પોતાની વિરુદ્ધ, અને મારા કથનને ટેકો આપે એવા, એકબે મુદ્દા એમાં ઉમેરી આપ્યા. આ પ્રમાણે સુધારાવધારા સાથેનું નિવેદન મેં મતદારોને મોકલી આપ્યું.

બીજા અનેક પ્રસંગોને લીધે મારા પર છાપ પડી જ હતી. પણ આ પ્રસંગે તો મને પૂરેપૂરો મહાત કરી નાખ્યો. પોતાના પક્ષનો, પોતાના હાથ નીચે કામ કરનારો, એક બીનઅનુભવી તરણ ચર્ચા કરે, પોતાનો વિરોધ કરે, તો બીજો કોઇ સામાન્ય નેતા તેને દાબી દેવાનો પ્રયત્ન કરે. પણ નિરંતર 'સત્યના પ્રયોગ' કરનાર આ મહાત્માએ, પોતાના અનુયાયીને દબાવી દેવાને બદલે, તેનું સ્વાતન્ત્ર્ય વધે એવું વર્તન કરી પ્રેમનો વરસાદ વરસાવ્યો; દરેક જણે પોતાને જે સત્ય લાગે તે કહી દેવું એવી નિર્ભયતાનો પાઠ શીખવ્યો; એ કેટલી મોટાઇ! ગાંધીજીને આપખુદ કહેનારા, ને તેમના

અનુયાયીઓને અધભક્ત કહેનારા, લોકોએ આ એક જ પ્રસગનો પુરાવો ધ્યાનમા લેવા જેવે છે

અમદાવાદ, સપ્ટે બર ૧૯૪૪

## બાધિતાનુવૃત્તિ*

કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા

ગાધીજીની દિનચર્યામા બાધિતાનુવૃત્તિ ઘણો ભાગ ભજવે છે

સાબરમતીમા ગાધીજી રોજ સાજે છોકરાઓ સાથે ફરવા નીકળતા આશ્રમથી જેલના દરવાજા સુધી જવાનો એમનો સામાન્યપણે નિયમ હતો ફરવામા છોકરાઓ જોડે કોણ વહેલો પહોચે તેની હરીફાઈ થતી જેલના દરવાજાના થાભલાને પહેલો હાથ અડાડે તે જીતે આમ ગાધીજીને થાભલાને હાથ અડાડવાની ટેવ પડી પછી છોકરાઓ સાથે ન હોય, અને કોઈ મોટાઓ જોડે વાતો કરતા કરતા ચાલતા હોય, તોપણ થાભલા સુધી પહોચે ત્યારે તેને હાથ અડાડયા વિના ન ફરવાનો ગાધીજીનો નિયમ થઈ પડયો મને લાગે છે કે ૧૯૩૦ ની લડત સુધી એ ચાલેલો પછી એ રસ્તે ફરવાનુ છૂટી ગયુ તેની સાથે એ ટેવ પણ ગઈ

પણ એક ટેવ જાય કે બીજી ટેવ ઉત્પન્ન થાય વર્ધા આવ્યા પછી, જ્યા હાલ મહિલાશ્રમ છે ત્યા સૌથી પહેલા તેઓ વસ્યા ત્યા ખેતરોમા

* થોડા દિવસ સુધી એક જાતનુ કામ કરતા રહેવાથી દૃઢ થઇ જતી ટેવો, તે બાધિતાનુવૃત્તિ એ શરૂઆતમા કદાચ કારણુસર હોય, પણ પછી કારણ ન રહે તોય ચાલુ રહે દા ત મૂછ પર હાથ ફેરવ્યા કરવો, પગ હલાવ્યા કરવો ઝાલતા હાથનો કોઇ એક ચાળો હમેશા કરવો, એક રીત શરૂ કરી તેને પ્રયોજન ગયા પછી પે ચાલુ જ રાખવી, ઇત્યાદિ

થઇને ફરવા જવુ પડતુ રસ્તો પણ આજના જેવો સારી હાલતમા નહોતો ચોમાસામા કાદવ ખૂદવો પડે રહેવાના મકાનથી દરવાજા સુધી સારી કેડી તૈયાર કરવાની જરૂર હતી વર્ધાના ખેતરો ગુજરાત જેવા નથી કે પચાસ હાથ ખોદો તોયે કાકરો હાથ ન આવે ત્યા તો તણુથી ૭ ઇચ વ્યાસના નાના મોટા પથરા ડગલે ને પગલે હડફેટમા આવે એવા પડ્યા હોય છે ફરીને પાછા આવતા દરેક સાથીએ અક્કેક ઝોળીમા પોતાથી ઊચકાય તેટલા પથરા ઊચકી લાવવાનુ ગાધીજીએ શરૂ કરાવ્યુ તેઓ પોતે પણ લાવનારામાના એક ખરા જ. મકાનની પાસે એક નાનકડો ઢગલો થયો અલબત તે એટલો મોટો નહોતો કે આખી કેડી પર પાથરી શકાય હુ ધારુ છુ તે નો પછી શ્રી. જમનાલાલજીએ ગાધીજીના પથરાની મદદ વિના જ તૈયાર કરાવી હશે પણ ફરીને આવતા પથરા વીણી લાવવાની ટેવ લાંબો વખત ચાલુ રહી

આવી રીતે જ, ફરવા જતા નાના છોકરા કે સ્ત્રીઓની ‘ લાકડી ’ કરવાની ટેવ એમને પડી છે

બીજી એક હાલમા પડેલી ટેવ આ છે જેનના દાક્તરની જેમ સવારસાજ માદાઓની ખબર કાઢવી, એ ફરવા જતી કે પાછા ફરતી વખતનુ તેમનુ એક નિત્યકર્મ છે હુ જેલમાથી છૂટીને આવ્યો ત્યારે, પથારીવશ નહો તોયે ઘરવશ હોવાથી, ‘ એ રાઉન્ડ ’ મા મારુ ઘર પણ રહેતુ અને તે ઘણા દિવસ ચાલ્યુ એમાથી બ નેવાર મારા ઘરના ઓટલા સુધી આવી જવુ એ એમનો રોજનો આચાર થઈ પડ્યો છે પછી તો હુ હરતોફરતો ને એમની પાસે જતોઆવતો થઈ ગયો તેઓ ફરવા નીકળે તે પહેલા પાચ મીનીટ પર જ હુ તથા મારી પત્ની બને એમને મળી આવ્યા હોઇએ, તોયે પાછુ મારા ઘરના ઓટલા સુધી આવી, એમના શબ્દોમા કહુ તો ‘ ચાબનાને સલામી ભરી ગયા વિના ’ એમને ચાલે નહી

અમે કેટલીયેવાર કહ્યુ કે ' આ ફેરાની બિનકુલ જરૂર રહી નથી ' પણ કોક દિવસ ભૂલમા બીજે રસ્તે નીકળી ગયા હોય, તો યાદ આવતા જ પાછા ફરીને અમારા ઘર સુધી આવવાના આની પાછળ એમનો અમારે વિષેનો અત્યત પ્રેમ અને મમતા છે, ને એમની સરળ બાલવૃત્તિ છે છતા તેમા એક પ્રકારની બાધિતાનુવૃત્તિ પણ છે કઇ નવી ટેવ પડયા પછી આ ટેવ છૂટશે તે કહી શકાતુ નથી

આશ્રમની પ્રાર્થનામાયે બાધિતાનુવૃત્તિથી દાખલ થયેના ઘણા અશો છે

સત્યાગ્રહાશ્રમની શરૂઆતમા પ્રાર્થના પછી રોજ એક તામીન ભજન બોલવાનો રિવાજ હતો ચારપાચ કડીનુ ભજન હતુ રોજ એમાની એકએક કડી બોલાતી, ને પછી પાછુ પહેલેથી શરૂ થતુ દરેક કડીનો છેટનો શબ્દ અચ્ચોવે હતો એ આવે ત્યારે સમજવનુ કે પૂરુ થયુ ઘણા મહિના સુધી એ ક્રમ જોયા બાદ મે એક દિવસ ગાધીજીની ગેરહાજરીમા થી મગનનાનભાઇ ગાધીને એ ભજનનો અર્થ સમજાવવાની વિનતી કરી તેઓ એનો અર્થ જાણતા નહોતા ને હાજર માણસોમાથી બીજા કોઇ પણ જાણતા નહોતા હુ માનુ છુ કે કોઈ એ પણ જાણતુ નહોતુ કે રોજ બોલાતો અશ એક જ ભજનની કડીઓ છે એ બધા જુદા જુદા ભજનો છે એવી મારી કલ્પના હતી, અને હુ ધારુ છુ કે સૌની હતી એ એક જ ભજન છે એ હકીકત તો ૬–૭ વર્ષ પર હુ તામીલનાડ ગયો ત્યારે રાજાજીના તિરુચેગોડુના આશ્રમમા ફરી સાભળ્યુ ત્યારે ત્યા પૂછતા માલૂમ પડી તે એક શિવસ્તોત્ર છે એમ પણ જાણવામા આવ્યુ પણ આશ્રમમા તે દિવસે કોઇ એ શુ છે તે જાણતુ નહોતુ મે ધૃષ્ટતાપૂર્વક સૂચવ્યુ કે તેનો અર્થ ન સમજીએ ત્યા સુધી એ બધ રાખીએ તો ? મગનનાનભાઇએ મારી સૂચના સ્વીકારી, અને ત્યારથી અચ્ચોવનો

પાઠ બંધ થયો મને લાગે છે કે દક્ષિણ આફ્રિકાના આશ્રમમાં રહેતા કોઈ તામીલ ભાઈના ઉત્સાહથી એ શરૂ થયું હશે અને સૌને મોઢે થઈ જવાથી તેમના ગયા પછીયે ચાલુ રહ્યું હશે, અથવા ગાંધીજીએ તે ભાઈની સ્મૃતિરૂપે ચાલુ રાખ્યું હશે

સેવાગ્રામની પ્રાર્થનામાં આની કેટલીક બાબતો દાખલ થઈ ગઈ છે એક જપાની સાધુ અહીં રહેતા તે જાણીતી વાત છે તેઓ **नम्यो हो रे गे क्यो** કરીને એક જપાની ભાષાના બૌદ્ધ મન્ત્રનો સવારસાંજ એક ઢોલ વગાડીને મોટે અવાજે ખેતરો તથા રસ્તા પર જપ કરતા સવારસાંજની પ્રાર્થના પહેલાં તેનો જપ કરતા ને પ્રણામ કરતા તે પછી રોજની પ્રાર્થના શરૂ થતી એનો ચોક્કસ અર્થ શો છે તે વિષે શંકા જ છે જપાન સામે યુદ્ધ શરૂ થતાં જ, પોલીસ તેમને જપાની હોવાથી પકડી ગઈ એ દૃશ્ય કરુણરસિક હતું સ્વાભાવિક રીતે ગાંધીજી સુદ્ધાં સર્વે એમને વિદાય આપતાં ભાવવશ થયાં હતાં એમના જેવા સાધુચરિત સાત્ત્વિક વૃત્તિના પુરુષ આશ્રમમાં બીજા નહોતા ગાંધીજીએ એમને આશ્વાસન આપ્યું કે 'તમારી ગેરહાજરીમાંયે પ્રાર્થના પહેલાં એ જપ ચાલુ રહેશે ' એક ભાઈએ તરત જ એના સૂર તાન વગેરે શીખી લીધા અને હવે એ જપ આશ્રમની 'આઝાન' બન્યો છે એને હવે સર્વધર્મસમભાવના સિદ્ધાન્તનો ટેકો મળવાથી, કદાચ એ આશ્રમપ્રાર્થનાનું કાયમનું અંગ પણ બને

એ જ સિદ્ધાન્તને અનુસરી ગાંધીજીએ કુરાનની પહેલી આયતનો પાઠ શ્રી રૈહાનાબહેન તૈયબજી દ્વારા શરૂ કરાવ્યો ત્યારપછી આગાખાન મહેલમાં ડૉ ગિલ્ડરે ઝંદ અવસ્તામાંથી એક પાઠ ભણાવેલો તે પણ શરૂ થયો છે ઘણા તેમાં ભાગ લે છે કેટલા સમજતા હશે તે કહેવું મુશ્કેલ છે

ગાંધીજીના સમાગમમાં આવનારને તેમને ત્યાં કાગળની કરકસર

થતી જોઇને કદાચ નવાઈ લાગે, કવચિત ગુસ્સો પણ ચડે સામાન્ય રીતે ગાધીજી ટપાલમા મોકલવાના કાગળો કોરા કાગળ પર ને શાહીથી જ લખે છે પણ મૌન વેળાએ ચિઠ્ઠીઓ લખવામા કે છાપા માટે લખાણ કરવામા એક બાજુ લખાણવાળા પણ બીજી બાજુ કોરા એવા કાગળો જ આગ્રહ પૂર્વક વાપરે છે કેટલીક બાબતોમા તેઓ જાણે ઉડાઉ હોય તેમ ઉદાર હાથે પૈસો ખરચતા લાગે છે, પણ કેટલીક ઝીણી બાબતોમા કજૂસના જેવી કરકસર કરે છે વાત એ છે કે કોઈ ચીજનો જેટલો પૂરો ઉપયોગ થઇ શકે તેટલો થયા વિના તેને ફેકી દેતા એમનો જીવ ચાલતો ન હોય તેવુ લાગે છે પરબીડિયાની અદરની બાજુ કોરી હોય, તે ઉથલાવીને તેનો ફરી પરબીડિયા તરીકે ઉપયોગ કરવો એવુ 'પ્રકરણ' કેટલોક વખત ચાલ્યુ પછી કોઇકે તેમનુ ધ્યાન ખેચ્યુ કે આવા પરબીડિયા ઉપર પણ ટીકીટ પૂરી છ પૈસાની જ લગાડવી પડે છે, અને સરકાર તૈયાર પરબીડિયા પણ છ પૈસામા આપે છે તો ફરી પરબીડિયા બનાવવાની મજૂરી શુ કામ કરવી? આ વાત એ રીતે તો એમને ગળે ન ઊતરી કારણ તેની મજૂરી તેઓ નકામુ એમનુ મોઢુ જોવા બેસી રહેતા માણસો પાસે કરાવતા માટે એ મજૂરીની કિમત નહોતી, ઊલટુ તેમને ઉદ્યમી બનાવવાનુ સાધન હતુ પછી એક ભાઇએ ગુદરના ખરચની વાત કરી ત્યારે ગાધીજીએ તોડ કાઢયો કે આવા પરબીડિયા ટપાલ મારફત મોકલવાના કાગળો માટે ન વાપરવા, પણ હાથોહાથ પહોચાડવાના કાગળો માટે વાપરવા આ પરબીડિયાનુ પ્રકરણ કેટલોક વખત ચાલ્યુ હાલ એવા પરબીડિયાનો ઉપયોગ નાની નાની ચિઠ્ઠીઓ, લેખો વગેરે લખવા માટે થાય છે એટલે કે એની અદરની બાજુ બહાર કાઢી એ ભાગનો કોરા કાગળ તરીકે ઉપયોગ થાય છે.

ગાધીજી માટે આવા 'પીઠકોરા' કાગળોના પેડ તૈયાર રાખવા તે

એમના દફ્તરના કામનુ એક અગ છે. એવા પૅડ બહુ સારી જાતના, એક બાજુ લખેલા કાગળોમાથી પણ થઇ શકે છે, કારણ કે ઘણા કાગળો અને વિવિધ લખાણો મોકલનારા એવા ઉદાર હોય છે કે ઊંચામા ઊંચા કાગળો ઉપર પણ એક જ બાજુએ લખે કે ટાઇપ કરે છે પણ એવા સારા પૅડનો ઉપયોગ ગાધીજીના મન્ત્રીઓને કરી નાખવો પડે છે ગાધીજી તો જે હલકા અને પાતળા—બીજી બાજુ ફૂટી નીકળે એવા—હોય તેવા જ કાગળના પૅડ પસંદ કરે.

આ ટેવ, એમની પાસેથી તો નહી કહુ, પણ મારામાયે આવેલી છે ખરી. કદાચ કોઈ અતિલોભી પૂર્વજોનુ લોહી જ એને માટે જવાબદાર હશે

સેવાગ્રામ, ૨૪–૭–૪૫

# માટીમાંથી માનવી

**નરહરિ દ્વારકાદાસ પરીખ**

( ૧ ) સત્યાગ્રહાશ્રમમા રાષ્ટ્રીય શાળાની સ્થાપના સને ૧૯૧૭ના મેની ૭મી તારીખે બોધિ જયન્તી ( વૈશાખ સુદ ૧૫ )ને દિવસે થઇ, તે દિવસથી જ હુ તેમા જોડાયો તે પહેલા પણ ભાઇ મહાદેવ તથા હુ ગાધીજીના ઠીકઠીક પરિચયમા આવ્યા જ હતા સને ૧૯૧૭ના ફેબ્રુઆરીની ૧૯મી તારીખે ગોખલેજીની પુણ્યતિથિ અમદાવાદમા ઊજવાઇ તે વખતે પ્રેમાભાઇ હૉલમા ગાધીજીએ ભાષણ કરતા જણાવ્યુ કે ‘ ગોખલે જેવા મહાન દેશભક્તની પુણ્યતિથિ આપણે કેવળ ભાષણ કરીને ઊજવીએ એ ઠીક નહી તેમના ભાષણો અને લેખો આપણે ગુજરાતીમા ઉતારવા જોઇએ, અને તે કોઇ તૈયાર કરી આપવાનુ માથે લે તો હુ એ છપાવવાની વ્યવસ્થા કરીશ ’ ભાઈ મહાદેવની મદદથી એ કામ કરવાની મે ઇચ્છા

દર્શાવી નમૂના તરીકે એક ભાષણનો અનુવાદ કરીને મે ગાંધીજીને આપ્યો તે તેમણે સ્વ આનંદશંકર ધ્રુવને જોવા મોકલ્યો આનંદશંકરભાઈએ એ પાસ કર્યો, અને ગાંધીજીએ એ કામ મને સોપ્યુ બીજા કોઇ મદદ કરે તોપણ એના છેલ્લા સપાદનની જવાબદારી મારી રહે એમ નક્કી થયુ લેખક તરીકે પ્રસિદ્ધિ પામેલા એક સજ્જને કેળવણીવિષયક લેખોના તથા ભાષણના અનુવાદ કરવાની ઇચ્છા ગાંધીજીને દર્શાવી, અને એ વિભાગ તેમને સોપવાનુ ગાંધીજીએ મને સૂચવ્યુ. ગોખલેજીની બીજી પુણ્યતિથિ પહેલા ઓછામા ઓછુ એક પુસ્તક તો પ્રસિદ્ધ થવુ જ જોઇએ એવો ગાંધીજીનો આગ્રહ હતો ભાઈ મહાદેવે તથા મે પણ અમુક વિભાગ વહેચી લઇ કામ શરૂ કર્યું પેલા ભાઇએ પોતાનુ કામ વહેલુ તૈયાર કરી મને મોકલી આપ્યુ તે વખતે તો હુ આશ્રમની શાળામા જોડાઇ ગયેલો હતો. એ વાચતા મને ભાષાની દૃષ્ટિએ સારુ તો ન લાગ્યુ પણ હુ પચીસ વર્ષનો જુવાનિયો, અને પેલા ભાઇ મારા કરતા લગભગ વીસ વર્ષ મોટા, અને પ્રૌઢ લેખકમા એમની ગણના થાય વળી અમારી શાળાના અમારા એક મુરબ્બી શિક્ષકે એ અનુવાદના વખાણ કર્યા કે 'ભાષા બહુ સરળ છે' એટલે મારી કશુ બોલવાની હિમત ન ચાલી આ પુસ્તકો મુબઇમા છપાવાના હતા, અને તેના પ્રૂફ જોવાનુ તથા બીજી દેખરેખ રાખવાનુ કામ ભાઇ મથુરાદાસ ત્રિકમજીને સોપવામા આવ્યુ હતુ એટલે ગાંધીજીની સૂચનાથી મે તો આખી હાથપ્રત ભાઈ મથુરાદાસને મોકલી આપી પછી મારે ગાંધીજીની સાથે ચપારણ જવાનુ થયું ૧૯૧૭નો ડિસેમ્બર હતો ચોપડી છપાઈ રહેવા આવી હતી એટલે છપાયેલા ફરમા ગાંધીજીને આપીને મે કહ્યુ કે 'આપે આની પ્રસ્તાવના લખી નાખવી જોઇએ ' ગાંધીજીએ બીજે જ દિવસે મને બોલાવીને કહ્યું 'નરહરિ, આ ભાષા તો મદ્રાસ ગાય એવી નથી આવી તર્જુમિયા ભાષા કોણ સમજશે ? તમે આ

પાસ કેમ કર્યું ?'

એ પ્રથમ વાચતા મારી ઉપર જે છાપ પડી હતી તે તથા અમારા મુરબ્બી સાથીએ પણ એના વખાણ કર્યા હતા એ મે ગાંધીજીને કહ્યું, અને તેથી જ મારો અભિપ્રાય દર્શાવવાની મારી હિંમત ન ચાલી એ પણ જણાવ્યુ.

ગાંધીજીએ મને કહ્યુ 'લૉર્ડ વિલિંગ્ડને (મુબઇના તે વખતના ગવર્નરે) મુંબઈ યુનીવર્સિટીના ગઇ વખતના પદવીદાન સમારભના ભાષણમા કહ્યુ હતુ કે હિંદી ગ્રેજ્યુએટોમા **ના** કહેવાની હિંમત નથી, એ ખરી વાત ના? તમને જો આ અનુવાદ સારો ન લાગ્યો તો તમે બેધડક **ના** કહો, એવી અપેક્ષા હુ તો તમારી પાસે રાખુ. તમને મે મુખ્ય સપાદક નીમ્યા એ ફરજ તો તમે ન બજાવી '

હુ તો ગભરાઇ જ ગયો હતો ગાંધીજીએ આગળ ચલાવ્યુ 'વારુ, આખી ચોપડી છપાઇ ગઇ છે?' મે કહ્યુ 'હા' 'તોપણ આપણે તો એ રદ જ કરવી પડશે,' ગાંધીજીએ કહ્યુ મે કહ્યુ 'પણ આખી ચોપડી તૈયાર થઇ ગઇ છે, અને આટલા કામનું લગભગ સાતસો રૂપિયા તો બિલ થઇ ગયુ હશે એટલુ બધુ ખર્ચ કરેલુ નકામુ જવા દેવાય?' ગાંધીજીએ મને પૂછ્યુ 'ત્યારે શુ આની ઉપર ચોપડી બાંધના વગેરેનું ખર્ચ કરીને વધારે પૈસા બગાડવા છે?' આ પ્રસગથી હું તો ડઘાઇ જ ગયો હતો એટલે ચૂપ રહ્યો ગાંધીજીએ કહ્યુ 'સાતસો તો શુ પણ સાત હજાર રૂપિયા નકામા જતા હોય તો હુ જવા દઉં હું તો પાઇપાઈની ગણતરી કરું, અને પ્રસગ આવ્યે આવા ખર્ચની પણ પરવા ન કરુ આપણે પૈસા ખર્ચ્યા છે માટે શુ આવી ચોપડી પ્રજા આગળ મૂકીએ? એ તો બેવડો વ્યય થાય મને પૈસાનુ દુખ નથી થતુ પણ આપણે ગોખલેજીની તિથિ સાચવવી છે ને! હવે બે જ મહિના રહ્યા.' આ

પ્રસગ ચાલતો હતો ત્યારે મહાદેવ પણ મારી પાસે જ બેઠેલા હતા અમને બનેને ઉદ્દેશીને કહ્યુ: 'તમે લોકોએ કશુ તૈયાર કર્યું છે?' અમે બનેએ કહ્યુ 'અમે બનેએ પહેલા જે જે ભાગો કરવાનુ નક્કી કર્યું હતુ તે અમારા બનેના ભાગો તૈયાર છે ' ગાધીજીએ કહ્યુ 'લાવો પણ હવે તો હુ તમારુ બનેનુ જોઇ જઇશ ' અમે બનેએ અમારા લખાણ લઈ આવી મૂજતે હાથે ગાધીજી આગળ મૂકયા

તે દિવસ અને રાત મારા તો ખૂબ જ ઉદ્વેગમા ગયા એમા દોષ મારો એકલાનો જ હતો. પણ મારા ઉદ્વેગમા મહાદેવની સહાનુભૂતિ તો હતી જ. મને કહે 'આવો ઢોળ (મહાદેવભાઇના થોડા પ્રિય શબ્દોમાનો એક) તરજુમો હતો ત્યારે તમારે કેકી દેવો હતો ને?' વળી અમારા તરજુમા ગાધીજીને કેવા લાગશે એની ચિન્તા તો અમને બનેને હતી જ

બીજે દિવસે ગાધીજીએ કહ્યુ 'તમારા તરજુમા ચાલે એવા છે તે આજેજ મથુરાદાસને મોકલી આપો, અને લખો કે આ બને ચોપડીઓ ફેબ્રુઆરી ૧૯મી પહેલા બહાર પડી શકે તો સારુ. પણ એનુ ન થઈ શકે તો એક ચોપડી તો કોઇ પણ રીતે ફેબ્રુઆરીની ૧૯મી પહેલા બહાર પડવી જ જોઈએ '

તરજુમાની પરીક્ષામાથી પાસ થયા એટલુ આશ્વાસન તો મળ્યુ પણ મારી આની નાહિ મતથી અને ગફલતથી સાતસો રૂપિયા ઉપર પાણી ફરી ગયુ એ કેમે કર્યું મારાથી સહન નહોતુ થતુ બીજે દિવસે સાજે મે રાજીનામુ લખી ગાધીજીને આપ્યુ તેમા લખ્યુ હતુ કે 'આપે મારે વિષે જે ધારણા રાખી છે તેવો હુ નથી, એટલે મારે આપની પાસે રહેવુ યોગ્ય નથી વળી મારે હાથે દેશના આટના પૈસા બગડે એ પણ મારાથી સહન નથી થતુ એટલે છૂટો થવા ઇચ્છુ છુ અને અમદાવાદ જઇને છપામણીના મિલના જે નાણા હશે તે ભરી દઇશ '

રાજીનામુ વાચીને ગાધીજીએ મને કહ્યુ 'તમારી પાસે બહુ પૈસા છે?'

મે કહ્યુ 'બહુયે નથી અને થોડા પણ નથી પણ હું પૈસા ભરી દઇશ હુ અમદાવાદ જઇને કાઇક કરીશને!'

ગાધીજીએ પૂછ્યુ 'શુ પાછા વકીલાત કરવા જશો?'

મે કહ્યુ 'ના વકીલાત તો નથી કરવી એમા મને રસ નથી પણ બીજુ કાઈ પણ કામ કરીશ શુ કરીશ એનો કશો વિચાર જ નથી કર્યો'

થોડી વાર પછી ગાધીજીએ મારા રાજીનામાનો કાગળ ફાડી નાખ્યો અને મને કહ્યુ 'આવા ગાડા ન થાઓ તમારે હાથે સાતસોનુ તો શુ પણ સાત હજારનુ નુકસાન થયુ હોય તેથી શુ હુ તમને છોડી દઉ? એમ કરુ તો મારુ કામ કેમ ચાલે?'

મે કહ્યુ 'પણ ગુજરાતી ભાષાના જ્ઞાન વિષે આપે મારે માટે જે અપેક્ષા રાખી હોય તે પણ મારામા નથીને!'

ગાધીજી કહે 'તમે કેશવલાલ ધ્રુવ જેવા કે આનદશકર જેવા વિદ્વાન નથી તે તો હુ જાણુ જ છુ પણ મારી પાસે કેશવલાલભાઇ અને આનદશકરભાઈ ઓછા જ આવવાના છે? અને મારે ગુજરાતી ભાષાનુ કામ તો કરવુ જ છે એટલે મારે તો તમે અને મહાદેવ એ મારા સાક્ષરો તમે એમ તો નથી કહેતાને કે ગુજરાતી ભાષા પ્રત્યેના પ્રેમમા અને તેની સેવા કરવાની વૃત્તિમા તમે બીજા મોટા વિદ્વાનો કરતા ઊતરતા છો?'

(૨) ૧૯૧૭ના ડિસેમ્બરમા રાષ્ટ્રીય મહાસભાની બેઠક કલકત્તામા હતી અને એ બેઠકની સાથે ઓલિઇન્ડિયા મુસ્લિમ લીગની પણ બેઠક હતી તેમા ગાધીજી પ્રમુખ હતા પોતાના પ્રમુખ તરીકેનુ ભાષણ તેમણે અગ્રેજીમા લખ્યુ હતુ કલકત્તામા એ ભાષણ તેઓ અગ્રેજીમા જ વાચવાના હતા

પણ અંગ્રેજી છાપામા એ ભાષણ છપાય તે જ વખતે ગુજરાતી છાપામા પણ તે આવે, અને એ ગુજરાતી અનુવાદ છાપાવાળા ઉતાવળમા ઘણીવાર કરે છે તેવો રેઢિયાળ નહી પણ સારો હોવો જોઈએ, એવી ગાધીજીની ઇચ્છા હતી તેમણે એ ભાષણનુ ગુજરાતી કરવાનું મને સોંપ્યું પેલા પ્રસગથી હુ ગભરાયેલો તો હતો જ એટલે મે તો મારી બધી શક્તિ રેડીને ખૂબ કાળજીપૂર્વક ભાષાન્તર બને એટલું સારુ કર્યુ, ને ગાધીજીને આપ્યુ. તેમણે મને પાસે બેસાડીને, કોઈ શિક્ષક વિદ્યાર્થીનુ લખાણ સુધારે તેમ પોતાના દરેક સુધારાનુ કારણ મને સમજાવીને, આખુ ભાષણ સુધાર્યું. એમા એમણે લગભગ બે કલાક આપ્યા પણ મને ભાષાન્તરકળાની ઉત્તમ કેળવણી એ બે કલાકમા મળી

(૩) આશ્રમમા અમે રાષ્ટ્રીય શાળાની સ્થાપના કરી તે વખતે ગાધીજી ચપારણમા હતા સ્થાપના થયા પછી એકાદ મહિને તેઓ આશ્રમમા આવ્યા તે વખતે બધા શિક્ષકો સાથે રાષ્ટ્રીય શિક્ષણના પોતાના મનોરથો વિષે તો વાતો કરી જ તે ઉપરાત કેટલીક અગત વાતો પણ કરી કુટુબના વડીલ કુટુબના બાળકોને કોઈવાર ઘરના ઓરડાની વાત કરે તેમ તેમણે શરૂ કર્યું

'તમે સૌ મારી સાથે જોડાયા છો, અને તમે દરેકે તમારા નિર્વાહખર્ચ માટે અમુક અમુક રકમ લેવાનુ નક્કી કર્યું છે તમે નક્કી કરેલી રકમો તો બરાબર છે પણ એ વાત તમારે સમજી લેવી જોઈએ એવો સમય પણ આવે કે હુ એ પ્રમાણે તમને ન આપી શકુ. મારે તો હુ સત્યાગ્રહી રહ્યો. અને સત્યાગ્રહી એટલે બંડખોર રાજ્યની સામે જ બંડ કરે એમ નહી, સમાજ સામે પણ પ્રસગ આવ્યે બંડ કરે તે વખતે આ બધા મિત્રો મદદ કરે છે તે ન પણ કરે. એટલુ જ નહી, પણ વિરોધ પણ કરે અને મારી પર થૂકવા પણ તૈયાર થાય તોપણ હુ ગભરાઉ નહી

હોય તે હું ન જ છોડુ મિત્રો મદદ ન કરે તો મજૂરી કરીને ગુજરાન ચલાવવાનો વખત આવે તે વખતે તમે પણ મારી સાથે મજૂરી કરવા તૈયાર થાઓ, તો જે મળે તે આપણે સૌ વહેચી ખાઇએ પણ તમે તે વખતે મને છોડી જાઓ, તો હુ તમારો દોષ નહી કાઢુ મારુ દિલ પણ તમારી ટીકા નહો કરે હા, જો આવો પ્રસગ અમુક વખત પછી આવે, અને તમે જઇને એમ કહો કે "આ માણસ સાથે જવામા અમારા આગલા વર્ષ બગડ્યા, એટલા અમે પાછળ પડી ગયા," તો મારુ દિલ તમારી ટીકા કરે ખરુ માટે એક વસ્તુ બરાબર સમજી લો જે નિર્વાહખર્ચ તમે લેવાનુ નક્કી કર્યુ છે તે પ્રમાણે આપવા હુ પ્રયત્ન કરીશ, પણ હમેશા આપી જ શકીશ એમ ન માનશો અત્યારે આપણી પાસે બેકમા અમુક રકમ જમા છે તે ઉપરાત, આફ્રિકાથી હુ નીકળ્યો તે વખતે ભેટો મળેલી તે લગભગ વીસેક હજાર રૂપિયાની છે આપણુ માસિક ખર્ચ અત્યારે લગભગ પદરસો રૂપિયા છે એટલે આ રકમ તો થોડા વખતમા પૂરી થઈ જશે અને પછી કશી મદદ ન મળે તો કા તો મારી સાથે મજૂર બનવુ અથવા તમને ઠીક લાગે તે રસ્તે જવુ હુ તો માનુ છુ જ કે તમે બધા કાઇ પડી પેપડીના ખાનારા નથી એટલે તમે મને છોડી જશો તોપણ, કોઈ પણ વખતે સમાજમા તમારી કિમત છે જ અહી તમે લો છો તેના કરતા વધારે તમને કોઇ પણ વખતે મળી જ શકે પણ મારી વાત સમજી લેવી ઠીક છે, કારણ આ બડખોરની સાથે તમે પાના પાડો છો'

પછી અમારા બધાની પત્નીઓને બોલાવી તેમના નામઠામ પૂછ્યા, આડોઅવળો વિનોદ કર્યો પછી પૂછ્યુ કે 'તમે બધી તમારા પતિઓની પાછળ ઢસડાઇને આવી છો કે સમજીને આવી છો? તમને આ આશ્રમમા રહેવુ ન ગમતુ હોય અને તમારા પતિ આવ્યા છે એટલે પગણે અહી આવી હો, તો મને કહી દેજો હુ તમારા પતિને રજા આપી દઈશ, અને

કહીશ કે 'તમારી પત્નીને સમજાવી રાજી કરીને આવો ત્યા સુધી હુ તમને નથી સઘરવાનો " જોકે હુ તો એવુ ઇચ્છુ છુ કે તમે પોતે જ આ આશ્રમને તમારુ ઘર માનો એટલે સુધી કે તમારા પતિ આશ્રમમાથી જવાનુ કહે તોપણ તમે એમને કહી દો કે " તમારે જ્યા જવુ હોય ત્યા જાઓ મારુ ઘર તો આ આશ્રમ જ છે " મારી એક બીજી વાત પણ તમારે સમજી લેવાની છે હુ લડવૈયો છુ હુ તો સરકાર સામે લડ, અને લોકો સામે પણ લડુ અને મારી લડવાની રીત કેવી છે એ જાણો છો ? સાધારણ લડાઇઓમા તો દુશ્મન અથવા વિરોધી પક્ષના માણસોને મારવાના હોય એટલે તેમની સ્ત્રીઓને વિધવા બનાવવાનુ આવે મારી લડાઈમા દુશ્મન કે વિરોધી કોઈ નથી એટલે કોઇને મારવાપણુ છે જ નહીં પોતે જ મરવાનુ આપણા પક્ષના માણસોની સ્ત્રીઓને વિધવા બનવુ પડે ખરુ એવી મારી રીત છે આવુ ઝટઝટ મરવાનુ કઈ રેહુ નથી પડયુ પણ મ રી સાથે જેલ તો નસીબમા લખેલી જ માનજો તમારા પતિઓ જ જેલમા જાય એમ નહી, પણ હુ તમનેય મોકલુ આ બધુ સમજી લઇને મને હા કહેજો મારી આ વાત તમને ન ગમે તો અહી ન રહેવુ તમારા પતિને લઇને અહીથી ચાલ્યા જવુ એ જવાની ના પાડશે તો હુ એને રજા આપી દઇશ અને તમારી સાથે મોકલી દઇશ '

( ૪ ) મહાદેવભાઇનો એક પ્રસગ છે તે ૧૯૧૭મા ચપારણમા તાજા જ ગાધીજી પાસે આવેલા હતા ત્યા ગાધીજીએ એક વાર એમને રોટલી બનાવવાનુ કહ્યુ મહાદેવભાઇથી ના ન પડાઈ વળી તે દિવસે મહાદેવભાઇની વરસગાઠ હતી વરસગાઠને દિવસે પોતાના હાથની રોટલી ખવડાવવાનુ બને એ સદ્ભાગ્ય, અને રોટલી બનાવતા આવડે નહિ એની મૂઝવણ જિંદગીમા કદી ચૂલા આગળ બેઠેલા નહી એટલે આખમાથી આસુની ધારા ચાલી, ને થોડાક આસુ લોટમા પણ ભળ્યાં ત્યાં તો ગાધીજીએ

આવીને એમની આ દશા જોઈ, ને કહ્યુ 'ચાલો, હુ તમને રોટલી બનાવતા શીખવુ ' કહી નાહીને આવ્યા, ને રોટલીની કણક બનાવવાથી માડીને તે શેકવા સુધીની ક્રિયાઓ શીખવી (એટલુ જ નહી, પણ મગની દાળ કેમ ધોવાય, ટપાલની ટિકિટ પરબીડિયા પર અમુક જ જગાએ કાળજીપૂર્વક કેમ ચોડાય, વગેરે અનેક વસ્તુઓ ગાધીજીએ એમને શીખવેલી )

પછી મહાદેવભાઇએ દુર્ગાબહેનને કાગળ લખ્યો. પોતાને માથે રાધવાનુ આવ્યુ છે એ જણાવ્યુ, અને દાળશાકમા શો તથા કેટલો મસાલો નાખવો એ પુછાવ્યુ એના જવાબમા દુર્ગાબહેન જાતે જ ત્યા જઈ પહોચ્યા પણ ત્યારપછી મહાદેવભાઈ રોટલી બનાવવામા પારગત થયા. ફૂલીને બરાબર ગોળ દડો થાય અને તેના ઉપર એક પણ કાળો ડાઘ ન હોય એવી રોટલીને અમારા મડળમા અમે 'ચાઇના સિલ્ક' કહીએ છીએ મહાદેવને એવી ચાઇના સિલ્કનો બહુ શોખ હતો એમણે પોતે એવી ચાઇના સિલ્ક રોટલી બનાવવામા સારી કુશળતા મેળવેલી

(૫) ચદ્રશકરની બાધાઇનો પ્રસગ છે ૧૯૨૬ની સાલ હતી તે વખતે ચદ્રશકર આશ્રમની શાળામા શિક્ષક તરીકે, અને કાકાસાહેબના મન્ત્રી તરીકે પણ કામ કરતા એક દિવસ એક ફાઇલ લઇને ગાધીજી પાસે એમને જવાનુ થયુ એ વખતે અનાયાસે મહાદેવભાઇ અને હુ ત્યા હાજર હતા બે તરફ ટીનના અણિયાવાળી તૈયાર દોરી આવે છે એવી દોરીથી એ ફાઇલ બાધેલી હતી એ જોઇ ગાધીજીએ કહ્યુ 'આપણે શુ કામ આવી દોરી વાપરીએ ? આ તો બૂટ બાધવાની હોય એવી દોરી છે આપણે તો આપણા કાતેલા સૂતરમાથી બનાવવી જોઇએ ' ચદ્રશકરે કહ્યુ 'પણ મને દોરી ભાગતા નથી આવડતી ' ગાધીજીની આખમાથી ક્રોધની લહરી પસાર થઈ ગઈ પછી ચદ્રશકરને કહ્યુ 'મારા હાથમા રાજીનામુ મૂકો. ને પછી અહી બેસી જાઓ શીખવા. હુ તમને અમળડી દોરી ભાગતા

શીખવી દઉ.' ચદ્રશકર ચોભીના પડી ગયા, ને દોરી બદલનાનુ વચન આપ્યુ.

સેવાગ્રામ, ૨૪-૭-૪૫

# બે પ્રસંગો

ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

'રાયચુરા, આજે સાજે આવજે, અને જોજે કે અમારો ગાધી તારી મિસેટની કેવી ખબર લે છે!'

મુબઈમા શેરબજારની મારી ઑફીસમા હુ કામ કરતો હતો એ વખતે 'હિદુસ્તાન-અજમિન'ના તન્ત્રીપદે કામ કરતા મારા એક મિત્ર ઉતાવળે આવ્યા, અને એ પાયર થિયેટરમા સાજે મળનારી એક સભામા આવવાનો મને આગ્રહ કર્યો

૧૯૧૯ની વાત છે મુબઈમા મિસિસ બિસેંટના જન્મદિવસની સભા હતી એ સભાનુ પ્રમુખસ્થાન ગાધીજી લેવાના હતા, એ ખબરે આખુ થિયેટર ચિકાર ભરાઈ ગયુ હતુ મિસિસ બિસેંટ અને ગાધીજી વચ્ચે તે વેળા તીવ્ર મતભેદ ચાલતો હતો હુ થિયોસૉફિસ્ટ હોવાથી મિત્રો મને મિસિસ બિસેંટનો શિષ્ય ગણતા મુબઈના શેરબજાર પાસે આવેલી, મરીન સ્ટ્રીટની મારી ઑફીસ એને અગે ચર્ચા-ચોરો બની જતી એવા ઉગ્ર વાતાવરણમા ગાધીજી પ્રમુખપદ લેવાના છે એટલે કઈક નવાજૂની થશે, એવી કલ્પના ઘણાએ કરી હોય એ સ્વાભાવિક છે તેમાથી, જે મિત્રે મને આ સભાના ખબર આપ્યા એમની માફક, ગાધીજી મતભેદને પરિણામે મિસિસ બિસેંટની ખબર લઈ નાખશે, એવી ધારણા પણ ઘણાની હશે!

સાંજે ચાર વાગે સભા શરૂ થઇ. ગાંધીજીએ પ્રમુખ તરીકે બોલતાં જણાવ્યું: ' મિસિસ બિસેંટને હું લાંબા સમયથી ઓળખું છું. વર્ષો પહેલાં મેં એમને લંડનના વિક્ટોરિયા હૉલમાં પહેલવહેલાં સાંભળ્યાં ત્યારથી એમના તરફ હું ભાવપૂર્વક જોતો આવ્યો છું. એમની સેવાઓ એટલી બધી છે કે શેષનાગની સહસ્ર જીભો મને મળે તોપણ હું એનું વર્ણન ન કરી શકું. મારે ને એમને આજે અમુક પ્રકારના મતભેદ છે. પણ એક વાત જે મારા દિલમાં છે એ જો હું તમને ન કહું, તો હું મને પોતાને હણું છું. એ બાબત એ છે કે જ્યારે જ્યારે મિસિસ બિસેંટ અને મારી વચ્ચે મતભેદ પડે છે ત્યારે હું એમાં એમનો દોષ જોતો નથી, પણ મારો જ કંઇક દોષ છે એમ માનું છું જો સૂર્યનાં કિરણો સામે આપણી આંખ ન માંડી શકાય તો એ સૂર્યનો દોષ નથી, પણ આપણી આંખની કીકીનો જ દોષ છે. એ જ રીતે મતભેદને વખતે હું મારો દોષ જોતો આવ્યો છું.' આ ભાવના શબ્દો એ મહાપુરુષના મુખમાંથી નીકળ્યા ન નીકળ્યા ને હું મારી પાસે બેઠેલા એ મિત્ર તરફ વળ્યો, અને એના કાનમાં કહ્યું: 'ગાંધીજીને તમે બરાબર ઓળખી શકયા નથી. હું આજે એમને બરાબર ઓળખી શકયો છું. એ તક આપવાનું માન તમને છે. ગાંધીજી એ યુગપુરુષ છે, અજાતશત્રુ છે. પૃથ્વીને પાટલે આવો પુરુષ ભાગ્યે જ પાકે છે જે ગાળ સામે ગાળ ન દેતાં પ્રેમ પાઠવે છે. એવા એ મહાપુરુષને મારાં હજારો વન્દન છે.' ' અમારો ગાંધી ' અને ' તારી બિસેંટ ' કહેનાર એ ભાઈ પણ ગાંધીજીના એ શબ્દો હજુ ભૂલ્યા નથી.

( ૨ ) તિલક સ્વરાજ ફાળાનો ૧૯૨૧ની સાલનો એ સમય હતો જ્યારે જૂન આખર લગીમાં કરોડ રૂપિયાનું ફંડ કરવાનું બીડું હિંદી રાષ્ટ્રે ઝડપ્યું હતું. એ બીડું હાથમાં લઇને ફરનાર ગાંધીજી એ વખતે મુંબઇમાં હતા. સ્વરાજ ફાળાને અંગે સવારથી મધરાત સુધી સભાઓ

થતી એ સભાઓમા નાણાનો વરસાદ વરસતો હોય એવા વિરલ દૃશ્યો રોજ ને રોજ જોવાને મળતા ફાળાના લાભાર્થે નાટકો થાય એમા પચાસ પચાસ હજાર રૂપિયાની ટિકિટો ખપતી સભાઓમા પણ ટિકિટો રાખવામા આવતી, ને કેટલીક સભાઓની આવક ત્રીસ, ચાળીસ કે પચાસ હજારથી ઓછી થતી નહી એવી એક સભા મુબઇની પારસી રાજકીય સભાએ મુબઇના એમ્પાયર થિયેટરમા ખાસ પારસીઓ માટે ગોઠવી હતી એ સભાની ટિકિટોની કિમત મોટી રાખવામા આવી હતી બહુ મોટી રકમની ટિકિટો ખપી હતી, કારણ કે હિદભરના લગભગ વીસેક ચુનદા આગેવાનોના વ્યાખ્યાનો થવાના હતા, અને ગાધીજી પ્રમુખસ્થાને હતા બોલનારાઓમા શ્રીમતી સરોજિની નાઇડુ, અલી ભાઇઓ, લાલા લજપતરાય, મિ સ્ટોક્સ વગેરે અગ્રેસર વ્યક્તિઓ હતી ગુજરાતીઓમા કવિશ્રી લલિતજી અને મારુ નામ બોલનારાઓની યાદીમા મૂકવામા આવ્યા હતા આખુ થિયેટર પારસી ભાઇબહેનોથી ચિકાર ભરાઈ ગયુ હતુ એક ખૂણો પણ એવો નહોતો કે ત્યા જઇને માણસ ઊભો રહી શકે એટલો ધસારો, મોટી કિમતની ટિકિટો હોવા છતા, થિયેટર પર થયો હતો બરાબર નિયમિત સમયે ગાધીજી આવ્યા એમણે સભાની કાર્યવાહી પર નજર ફેરવી અને તુરત એ સભાના પ્રાણ સમા, પારસી રાજકીય સભાના કુશળ મન્ત્રી શ્રી બરજોરજી ફરામજી ભરૂચાને બોલાવ્યા.

બોલનારાઓના નામો બતાવતા ગાધીજીએ શ્રી. ભરૂચાને પૂછ્યુ ‘રાયચુરા બોલવાના છે કે ગાવાના?’ શ્રી ભરૂચાએ જવાબ આપ્યો ‘ગાવાના છે’ ફરી પાછો પ્રશ્ન આવ્યો ‘શુ ગાવાના છે?’ જવાબ મળ્યો ‘ધન્ય ભૂમિ ગુજરાત’ ‘હુ એમને નહી ગાવા દઉ,’ એમ કહી ગાધીજીએ લાલ પેનસીલે મારા નામ પર છેકો મૂક્યો હુ થિયેટરના રગમચ પર બેઠો હતો ત્યા શ્રી ભરૂચા મારી પાસે આવ્યા, અને સ૮

હકીકતથી મને વાકેફ કર્યો મે જવાબ આપ્યો 'એમા હુ કઈ ન સમજુ તમે જાણો ને બાપુજી જાણે મને તો તમે અહી ગાવા બોલાવ્યો છે એટલે હુ આવ્યો છુ તમે જેમ કહેશો એમ હુ કરીશ ' શ્રી ભરૂચા એમ બેસી રહે એવા નથી એ તો તુરત શ્રોતાજનો સમક્ષ ગયા ત્યા કેટલાકને મળ્યા ગાધીજી સાથે થયેલી વાતચીત સહુને કાને નાખી જે પારસી ગૃહસ્થો મોટી રકમ આપી ટિકિટ લઈને આ સભામા આવ્યા હતા તેમણે આ બાબતમા વાધો લેતા જણાવ્યુ 'મહાત્માજીને કહો કે આ કઈ જાહેર સભા નથી આમા તો અમે ટિકિટ લઈને આવ્યા છીએ આ સભામા શુ શુ થવાનુ છે એનો કાર્યક્રમ વાચી, એના આકર્ષણે અમે મોટી રકમ આપીને ટિકિટો ખરીદી છે અમારે મિ રાયચુરાને મુખેથી એમનુ ગીત "ધન્ય ભૂમિ ગુજરાત' સાભળવુ છે અમે એને માટે પૈસા આપ્યા છે એટલે એ સાભળવાનો અમારો હક છે ' શ્રી ભરૂચા તુરત મારી પાસે આવ્યા, અને શ્રોતાઓ સાથેની વાતચીત મને કહી સભળાવી મે એમને શાન્તિથી જવાબ આપ્યો કે 'આ બાબતમા હુ કઈ ન સમજુ તમે જાણો ને બાપુજી જાણે ' શ્રી ભરૂચા ગાધીજી પાસે ગયા સર્વ હકીકત રજૂ કરી ગાધીજીએ સામો પ્રશ્ન કર્યો કે 'હુ આ સભાનો પ્રમુખ ખરો કે નહી ? જો પ્રમુખ હોઉ તો કાર્યક્રમમા મને ઠીક લાગે તેવો ફેરફાર હુ કરી શકુ ' શ્રી ભરૂચા ફરીવાર શ્રોતાસમૂહ વચ્ચે જઈ ઊભા ઉતાવળે કઈક ચર્ચા કરી મારી પાસે આવ્યા અને ધીમે સ્વરે મને પૂછ્યુ 'રાયચુરાભાઈ, એક કામ કરશો ?' મે પૂછ્યુ 'શુ ?' 'શ્રોતાઓ "ધન્ય ભૂમિ ગુજરાત" સાભળવાની હઠ લઈ બેઠા છે બાપુજી રજા આપતા નથી અમે બધાએ નક્કી કર્યુ છે કે બાપુજીની ઉપરવટ થઈને તમારી પાસે "ધન્ય ભૂમિ" ગવડાવવુ ' 'તમે કહેશો તો હું ગાઈશ,' મે કહ્યુ 'મને ગાવામા કઈ વાધો નથી પણ એ શી રીતે બને ?' 'જુઓ, તમારી બોલવાની વારી

આવશે એ વખતે હુ ઊભો થઈ તમને વિનતી કરીશ અને તમે આવીને તુરત ગાવાનુ શરૂ કરી દેજો ' મે' એમની સૂચના સ્વીકારી

પ્રસગ આવ્યો એટલે શ્રી ભરૂચા ઊભા થયા, અને એમણે શ્રોતાઓને સબોધીને કહ્યુ ' મહાત્મા ગાધીજી તરફ મને એટલો બધો પૂજ્યભાવ છે કે એમની જે કઇ આજ્ઞા થાય એ હુ કોઇ પણ જોખમે સ્વીકારુ જ પણ અત્યારે તમારા બધાના આગ્રહથી હુ ગાધીજીની આજ્ઞાનુ ઉલ્લઘન કરી, ભાઈ રાયચુરાને વિનતી કરુ છુ કે તેઓ તમને " ધન્ય ભૂમિ " સભળાવે '

હુ ઊભો થયો શ્રોતાઓએ ગાધીજીના જયનાદથી થિયેટર ગજાવી મૂક્યુ રગમચના એક ખૂણામા પ્રમુખ તરીકેની ગાધીજીની બેઠક હતી બીજે ખૂણે બરાબર ગાધીજીની સામે ઊભા રહી મે ' ધન્ય ભૂમિ ગુજરાત માત તુજ ભાગ્યલેખ કઈ ભવ્ય દિસે ' એ મારુ કાવ્ય લલકાર્યુ મારે અત્રે કહેવુ જોઇએ કે એ કાવ્ય એટલુ બધુ લોકપ્રિય થયુ હતુ કે મુબઇમા એ વખતે કોઈ પણ સભા, થિયેટર કે હૉલ એવા નહોતા કે જ્યા એ ગીત મે ગાયુ ન હોય સેકડો વખત એ રીતે મે ગાયુ હતુ પણ આજે જે રીતે ગાયુ એવુ તો કોઈ દિવસ ગાયુ નહોતુ, અને ગવાશે પણ નહી

ધન્ય ભૂમિ ગુજરાત માત,
તુજ ભાગ્યલેખ કઇ ભવ્ય દિસે;
સહુ સાધુનો સાધો સાધુ
સાબ્રમતી જલતીર વસે

એ પહેલી કડીથી એ પારસીઓથી ભરચક થિયેટરે જયનાદ શરૂ કર્યા તે ઠેઠ

અભિનદન એ રાજનગરને,
અભિનંદન એ સરિતાતીર,
પ્રજાવર્ગને છ અભિનદન,
જ્યા રમતા યવગબર વીર

એ છેલ્લી કડી સુધી આખું થિયેટર ધમધમી ઊઠ્યું ગીતની કડીએ કડીએ જયનાદો અને હર્ષનાદો જામ્યા, અનેકે રુમાલો ફરકાવ્યા અનેકે તાળીઓ પાડી, અનેકે પગ પછાડયા અને ' મહાત્મા ગાંધીકી જય ' એ જયઘોષનો ઘોષ પડતો હોય એવું વાતાવરણ જામી ગયું હું ઉત્સાહના પૂરમાં ગાયે જતો હતો એ વખતે એ શાન્ત મુખમુદ્રા, એ ગંભીર ચહેરો, એ પ્રેમભરી આંખો તરફ પ્રસંગે પ્રસંગે મીટ માંડી હું જોતો હતો સાગરસમોવડો એ ધીરવીર પુરુષ ચારે તરફની ધમાલને બહુ જ શાન્તિથી સહી લેતો હોય એવી એની મુખમુદ્રા હતી.

ગીત પૂરું થયું એ પછી બીજા વક્તાઓનાં વ્યાખ્યાનો થયા, અને છેવટે પ્રમુખ તરીકેની ગાંધીજીની વાણી સાંભળવા હજારો કાન એમના તરફ મંડાયા. આજે પચીસ પચાસ વરસ થયા છતાં એ વાણી જાણે હું આજે જ સાંભળતો હોઉં એ રીતે આખોય પ્રસંગ સ્મરણપટે ચડે છે. એ શબ્દોનો ભાવ આ પ્રમાણે હતો

' તમે ભાઈ રાયચુરાનું ગીત સાંભળ્યું. એ સાંભળી તમે ઘેલા થયા કેટલાકોએ તાળીઓ પાડી કેટલાકોએ રુમાલો ફરકાવ્યા કેટલાકોએ પગ પછાડયા કેટલાકોએ જયનાદ કર્યા પણ એ સહુને આજે હું એક વાત કહેવા માગું છું તે એ છે કે એક માણસની હયાતીમાં એની સમક્ષ આ રીતે એના ગુણગાન કરવા એના જેવી બીજી ભૂલ માણસજાત માટે બીજી કોઈ પણ નથી જે માણસના તમે આજે વખાણ કરતા હો એ માણસ આવતી કાલે એવો ને એવો રહેશે એની શી ખાતરી ? અને એ માણસ જો આવતી કાલે બદલાઈ જાય, તો પછી એ કાવ્યના લખનાર, એના ગાનાર, એના પર મુગ્ધ બની હર્ષનાદો કરનાર, એને અંગે તાળીઓ પાડનાર, પગ પછાડનાર, રુમાલો ઉડાડનાર સહુએ શરમાવું પડે. '

આ રીતે એ મહાતપસ્વી પુરુષે વ્યાખ્યાન આપ્યા પછી શ્રી ભરૂચા

મારી પાસે આવ્યા અને બોલી ઊઠ્યા 'રાયસુરાભાઈ, આજે બાપુજીએ મારી ને તમારી ટાલ પાડી નાખી ' મે હસતા હસતા સપૂર્ણ સન્તોષથી કહ્યુ 'ભાઈ, તમારી ને મારી ટાલ આજે વસૂલ થઈ ગઈ

આ પછી બીજા એવા ઘણા પ્રસગો આવ્યા પણ ગાધીજીની હાજરીમા એ કાવ્ય મે ફરી કોઈ દિવસ ગાયુ નહી.

વડોદરા, ૧૫-૮-૪૫

## ગાધીજીની શ્રદ્ધા

**વૈકુંઠરાય લલ્લુભાઇ મહેતા**

(૧) ૧૯૩૬ ની આખરે ફૈઝપુરમા ભરાયેલી મહાસભાની બેઠક વખતે ખાદી ને ગ્રામોદ્યોગના પ્રદર્શનની ઉદ્ઘાટનક્રિયા ગાધીજીને હાથે થવાની હતી તેમનો ઉતારો પ્રદર્શનની જગાથી માઇલેક દૂર હતો નક્કી થયેલે દિવસે સવારે હુ તેમને લેવા ગયો તેમણે ચાલીને આવવાની ઇચ્છા દર્શાવી લોકોની ભીડ સવારથી થવા લાગી હતી એટલે વાહન લેવુ વધારે ઠીક પડશે એવી સૂચના મે કરી, પણ તે તેમણે માન્ય રાખી નહી પ્રદર્શનના કાર્યકર્તાઓ તરફથી હુ એકલો તેમની પાસે ગયો હતો સ્વયસેવકો વગેરેની કશી વ્યવસ્થા કરી નહોતી તેથી મને ધાસ્તી હતી કે ચાલતા જતા રસ્તામા લોકોના ટોળા એકઠા થાય તો આગળ વધવુ મુશ્કેલ થઈ પડે લોકોના ધસારામા કઇ ઇજા થઈ બેસવાની દહેશત પણ ખરી. ગાધીજીએ મારી માનસિક નબળાઇને હસી કાઢી 'લોકોનો પૂજ્યભાવ ખોટી રીતે પ્રગટ થાય નહી, લોકો પોતે જ વ્યવસ્થા કરી લેશે,' એમ કહી હિમત આપી રસ્તે ચાલતા લોકો વધતા ગયા, ને ગામ નજીક આવ્યુ તેમ લોકો ઘેરી વળવા લાગ્યા, તેમ તેમ મારો ગભરાટ વધતો

ગયો. પણ જેમ લોકો ઘેરવા લાગ્યા, તેમ આજુબાજુના પુરુષો પોતે જ સ્વયંસેવક બની ગયા; તેમણે ગાંધીજીની આસપાસ 'સાંકળ' બનાવી; આખો સંઘ આગળ વધ્યો; ને વખતસર પ્રદર્શનને દરવાજે પહોંચી ગયા. મારી નબળાઈ પુરવાર થઈ, તે ગાંધીજીની શ્રદ્ધા સાચી ઠરી.

(૨) પોતાના સમાગમમાં આવતા કાર્યકર્તાઓની તબિયત વિષે ગાંધીજી હંમેશાં બહુ કાળજી રાખે છે એ જગજાહેર છે. પોતાની ગમે તેવી તબિયત હોય તોયે આ દિશામાં તેમનું લક્ષ ગયા સિવાય રહેતું નથી. ૧૯૪૩ ના ફેબ્રુઆરીમાં, આગાખાન મહેલના તેમના ઉપવાસ દરમ્યાન, તેમની મુલાકાતનો લાભ ત્રણ મીનીટ માટે શ્રી. વિઠ્ઠલદાસભાઈ જેરાજાણી સાથે મને પ્રાપ્ત થયો. તે દિવસે તેમની પોતાની પ્રકૃતિ અસ્વસ્થ થવાની શરૂઆત હતી. તેમને કંઈક ખબર આપવા એ ખ્યાલથી મેં શ્રી. જે. સી કુમારપ્પાની તબિયત વિષે ટૂંકમાં ઈશારો કર્યો. શ્રી કુમારપ્પા તે વેળા આર્થર રોડ જેલમાં હતા. પણ ત્યાંથી વારંવાર તેમને દાંત નપાસાવવા ને નવો નંખાવવા સર જમશેદજી જીજીભાઈ હોસ્પીટલમાં જવું પડતું હતુ. એ હકીકત મેં કહી. એ વાતથી ગાંધીજીને એકાએક જે ચિન્તા થઈ તે તેમના ચહેરા પરથી સ્પષ્ટ જણાઈ આવી. પણ આ વાત એટલેથી અટકી નહીં. ત્યારબાદ થોડા સમય પછી શ્રી. કુમારપ્પાની ખબર કાઢવા એકાએક આર્થર રોડ જેલમાં એક દિવસ જેલ ખાતાના વડા અધિકારી કર્નલ ભંડારી જઈ ચડ્યા. શ્રી. કુમારપ્પા એકદમ આ મુલાકાતનુ રહસ્ય સમજી શક્યા નહીં. પણ આગલું પાછલું બધું સાથે મૂક્યું ત્યારે અનુમાન કર્યું કે મેં ગાંધીજીને એક પળવારમાં કહેલી વાત સાથે આ મુલાકાતને સંબન્ધ હતો.

'મુંબઇ ક્રૉનીકલ 'ના તન્ત્રી ભાઇ સૈયદ અબદુલ્લા બ્રેલ્વી ઉપર ગાંધીજીની અત્યંત માયા છે, એ સહુ કોઈ જાણે છે. ગાંધીજી ૧૯૩૩માં યરવડા જેલમાં હતા ત્યારે ભાઈ બ્રેલ્વી પણ ત્યાં અલગ વિભાગમાં હતા.

તે વખતે તેમને જેલના અધિકારીઓ સાથે કાંઇક વાંધો પડયાના ખબર જાણી ગાંધીજી બહુ ચિન્તાતુર થઇ ગયા હતા એક દિવસ ભાઇ પ્રેલવીની મુલાકાત લઇ, ત્યારબાદ હરિજન કાર્ય નિમિત્તે ગાંધીજીને મળવા હુ ગયો તેમણે ભાઇ મહાદેવ મારફતે મારી પાસેથી ભાઇ પ્રેલવીના સમાચાર વીગતથી જાણી લીધા તેવી જ ચિન્તા ભાઇ પ્રેલવી પરત્વે ૧૯૪૫ના ફેબ્રુઆરીમા પણ તેમણે દર્શાવી હતી જાન્યુઆરી આખરે તેમને કલકત્તામા હૃદયની ઉગ્ર વેદના થઇ આવ્યાથી દિવસો સુધી તેઓ પથારીવશ હતા તે હકીકત સેવાગ્રામમા મે ગાંધીજીને જણાવી ત્યારે તેઓ એકદમ ચિન્તામગ્ન થઇ ગયા બીજુ કામ ને વાતચીત પડતા મૂકી કાગળ કલમ કાઢી, તરત જ ભાઇ પ્રેલવી પર ઉર્દૂમા કાગળ લખી મને સોપ્યો તેમા એમના ખબર પૂછ્યા હતા, અને તબિયત વિષે સૂચનાઓ આપી હતી

મુબઈ, ૨–૮–૪૫

## આશ્રમમાં ને જેલમાં

**છગનલાલ નથુભાઇ જોશી**

૧૯૨૮–૨૯મા હુ સાબરમતી સત્યાગ્રહાશ્રમ—ઉદ્યોગમન્દિરનો મન્ત્રી હતો. તે દરમ્યાન ગાંધીજી સાથે અનેક પ્રસંગે થયેલી છૂટીછવાઇ વાતોમાથી કેટલીક અહી ઉતારી છે

(૧) શ્રી દેવદાસ એક વરસ દિલ્હીની જામિયા મિલિયામાં કાંતણપીંજણના શિક્ષક તરીકે કામ કરતા હતા તે વખતે તેઓ તેમના ભત્રીજા—શ્રી હરિલાલના નાના દીકરા—રસિકને પણ સાથે લઇ ગયા હતા તેને ટાઇફોઇડ થયો, તે જીવલેણ નીવડ્યો તેના અવસાનના ખબર આશ્રમમા આવ્યા, તેને બીજે દિવસે સવારે હું રાખેલા મુજબ ગાંધીજી

સાથે ફરવા ગયો ત્યારે તેમણે અંગ્રેજી અને દેશી વૈદકને લગતી વાતો કરી આના ટાઇફોઇડ તાવમાં પણ ઘણા ડાક્ટરો દર્દીને દૂધ આપવાનો આગ્રહ રાખે છે એ બરાબર નથી નિસર્ગોપચાર પ્રમાણે આવા તાવમાં દૂધ તો અપાય જ નહી. થોડીક વાર પછી કહે 'છેલ્લી ઘડીએ હોજરી કામ કરતી બધ થઇ ગઈ હોય ત્યારે પણ, ઇન્જેક્શન દ્વારા દરદીઓને ખોરાક આપવામાં ડાક્ટરો માને છે ' એવા એકબે દાખલા આપી પછી કહેવા લાગ્યા

'છગનલાલ, આટલી વસ્તુ તમે ઉદ્યોગમન્દિરની રોજનીશીમા નોંધી રાખજો હુ બેશુદ્ધ થઇ ગયો હોઉ ને મરવા પડયો હોઉ ત્યારે, ગમે તેવા મોટા કુશળ વૈદો કે ડાક્ટરો ભારપૂર્વક કહેતા હોય તોપણ, કૃત્રિમ રીતે ખોરાક આપી મને જિવાડવાનો પ્રયત્ન કરવા દેશો નહી ઇન્જેક્શન યા ગુદા વાટે મારા શરીરને ખોરાક ન અપાવા દેશો આ વાત ઊપડી જ છે ત્યારે બીજી પણ બે વાત કરી લઉ મને ભાનમાં લાવવા માટે કોઈ ડાક્ટર બ્રાન્ડી કે બીજો દારૂ શરીરે ચોપડવાનુ કહે તો તમે તેની સામે ઝૂઝજો તમને બાધા કે વૈદિયાનો શિરપાવ ડાક્ટરો કે વૈદો આપે તોપણ—તમે મારા વારસ છો, નજીકના સગા છો, એ વખારે સમજો, એમ માની—મારા બેભાન થયેલા શરીરને દારૂ ન જ અડે તે માટે કાળજાતૂટ પ્રયત્ન કરજો અને છેલ્લુ મારો દેહ જ્યા પડે ત્યા જ, એટલે કે તે જ ગામમા, અગ્નિસસ્કાર કરજો મારા શબને કોઇ પણ બીજે સ્થળે લઇ જવાનો આગ્રહ રાખવાનો નથી '

આ ત્રણેય વસ્તુ મારી તે દિવસની વાસરીમા લખી રાખી હતી પણ ૧૯૩૩મા આશ્રમ વીખાઈ જતા એ વાસરી રફેતફે થઈ ગઈ છે. એટલે ગાંધીજીના ચોક્કસ શબ્દો ટાકી શકાયા નથી, પણ તેનો ભાવાર્થ આપ્યો છે

( ૨ ) શ્રી મગનલાલભાઈ ગાંધીના આકસ્મિક અવસાનનો તાર

ગાંધીજીના હાથમાં આવ્યો ત્યારે તેઓ બપોરનું ભોજન લેતા હતા 'હે રામ !' એમ બોલી તેમણે નિસાસો નાખ્યો, પણ પપૈયું ખાવાનું ચાલુ રાખ્યું હતું, એ મને બરાબર સાંભરે છે પછી 'યંગ ઇન્ડિયા'માં લેખ લખ્યો તેમાં લખેલું કે 'મગનલાલના જવાથી સંતોકબહેન કરતાં અધિક વૈધવ્ય મને પ્રાપ્ત થયું છે' તે પછી તેઓ એક વરસ આશ્રમમાં જ રહ્યા હતા

( ૩ ) ૧૯૩૦ ના માર્ચમાં દાંડી કૂચ શરૂ થવાની હતી કમભાગ્યે ફેબ્રુઆરી માસમાં જ આશ્રમમાં બાળકોને શીતળા નીકળવા માંડ્યા પંડિતજી ખરે તથા ખાદીસેવક શ્રી મથુરાદાસભાઈના બે બાળકો શીતળાના ભોગ થઈ ગુજરી ગયા તે ઉપરાંત બીજાં આઠેક બાળકોને શીતળા નીકળ્યા હતા તે બધાને 'વેટ શીટ પૅક' એટલે કે ભીની જાડી ચાદરમાં લપેટી સૂવાડવામાં આવતા પરમૅંગેનેટ ઑફ પોટાશવાળા પાણીથી ધા ધોવાતા ગાંધીજી પોતે અંગત કાળજી રાખી સારવાર કરતા પ્રાર્થનામાં પ્રવચન કરતાં તેમણે કહેલું 'શીતળાના નિવારણ માટે રસી મુકાવવાની હું વિરુદ્ધ છું' તે માટેનાં કારણો પણ સમજાવ્યાં હતાં અને કહેલું કે 'આ છતાં જે માબાપો પોતાનાં બાળકોને રસી મુકાવવા ઇચ્છતાં હોય તે જરૂર મુકાવે' તેમનો પોતાનો મત તો તે વેળાએ રસી ન મુકાવવાની તરફેણમાં જ હતો *

* આ વિષે ગાંધીજીનું ચોક્કસ વલણ અત્યારે શું છે એ તપાસ કરીને જણાવવા મેં શ્રી કિશોરલાલભાઈને વિનંતી કરી હતી તેઓ તા ૯-૮-૪ ને રોજ સેવાગ્રામથી લખે છે 'બાપુએ તો હમેશાં એમ જ કહ્યું છે કે "આવા દરદ ગરજો ઘટાય મારો શીળી ટકાવવા પર વિશ્વાસ નથી પણ જો કોઈ ટકાવવા ઇચ્છે તો તેને હું રોકવા નથી ઇચ્છતો " સેવાગ્રામમાં સુશીલા બહેનનો ઘણો આગ્રહ હતો કે દરેક જણ ટકાવે બાપુએ કહ્યું કે તેને વાસ્તિ

( ૪ ) ૧૯૨૯ ની લાહોરની મહાસભા પછી, મહાસભાની તમામ કચેરીઓમા તેમજ મહાસભાનો પ્રભાવ જેના પગ હોય એની સસ્થાઓમા રાષ્ટ્રીય ધ્વજ ચડાવવો જોઇએ એવો પ્રચાર કરવા નીકળેલા ડૉ હરડીકર ગાધીજી પાસે આવ્યા આશ્રમમા ધ્વજ રોપાવો જોઇએ, ને ધ્વજવન્દનની ક્રિયા નિયમિત થવી જોઇએ એવી દલીલ ગાધીજી સાથે કરવા લાગ્યા ગાધીજીએ મને બોલાવ્યો શરૂઆતમા તો ધ્વજનુ માપ, ધ્વજસ્તભની ઊચાઈ સ્થળ વગેરેની વાતો થઈ પણ એ ચર્ચા ચાલતી હતી ત્યા જ ગાધીજી બોલી ઊઠ્યા ' સત્યાગ્રહાશ્રમમા આવુ ધ્વજારોપણ આજે કરવુ મને વાજબી લાગતુ નથી એકવાર આશ્રમમા સ્વાતન્ત્ર્યનો ઝડો ફરકાવ્યો, તો તે ઝડાને પ્રાણ સમાન સાચવવાની આશ્રમમા તાકાત હોવી જોઇએ ઝડાની શાન સાચવવાને જાનની કુરબાની કરવા આશ્રમે તૈયાર રહેવુ જોઇએ એ તૈયારી આજે આશ્રમ—ઉદ્યોગમન્દિર—મા નથી ધ્વજને કારણે કદાચ આશ્રમ ભસ્મીભૂત થવા તૈયાર નહી થાય તેથી, ડૉ હરડીકર, મારી સલાહ છે કે આશ્રમમા રાષ્ટ્રધ્વજ રોપવાનો આગ્રહ હાલ ન રાખવો '

( ૫ ) ૧૯૩૨–૩૩ મા ગાધીજી સાથે પાચ માસ યરવડા જેલમા રહેવાનુ સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયુ હતુ સિધ હૈદરાબાદથી મારી બદલી યરવડામા ગાધીજીના બરદાસીકામ માટે થઈ હતી હુ યરવડા આવ્યો ત્યારે મે જાણ્યુ કે ગાધીજીએ ફળ ને બકરીનુ દૂધ લેવાનુ છોડી તેને બદલે ક વર્ગના કેદીઓનો ખોરાક—જારનો રોટલો ને ભાજી—થોડાક દિવસ લીધો હતો કારણ એ કે ગાધીજીના એક જૂના સાથી શ્રી સીતારામ પુરુષોત્તમ ( આપ્પાસાહેબ ) પટવર્ધનને રત્નાગીરી જેલમા ભગીકામ કરવા દેવાની

---

વિરોધ ન હોય તે દરેક ટમને, જેને વિરોધ હોય તે એવી રીતે રહે કે જેથી કોઇને વાધ ન થાય તો ફેવાય નહી, એટલે એને દૂર મૂકવા પડે તો સુમાઈ જવાની તૈયારી રાખવી જોઇએ '—સપાદક

સત્તાવાળાઓએ ના પાડી હતી ૧૯૩૧ મા ગાંધીજી ગોળમેજી પરિષદમા ભાગ લેવા લડન જતા હતા ત્યારે ઉતાવળમા બે મીનીટ આપ્પાસાહેબે તેમની સાથે વાત કરેલી કે ' જેલમા ભગીકામ કોળી, ભીલ, ધારી વગેરે પાસે પરાણે કરાવાય છે આ ત્રાસ મટાડવા માટે આપણાથી ભગીકામ લેવાની માગણી કરી શકાય કે કેમ ?' ગાંધીજીએ કહેલુ ' આવી માગણી વાજબી છે, ને જરૂર કરી શકાય ' ૧૯૩૨ મા આપ્પાસાહેબે રત્નાગીરી જેલમા ભગીકામની સખ્તી જોઈ એ કામ માગ્યુ. જેલ અધિકારીએ ના પાડી આપ્પાસાહેબે અડધી ' ભૂખ-હડતાળ ' શરૂ કરી શરૂઆતમા બેને બદલે એક રોટલો લેવા લાગ્યા પછી અડધો રોટલો કર્યો દાળભાજી છોડયા આ હાડમારીની ખબર ગાંધીજીને પડતા તેમણે જેલ ખાતાના વડાની સાથે પત્રવહેવાર ચલાવ્યો તેમણે ઝટ મચક ન આપી. એટલે ત્રણ દિવસ ગાંધીજીએ પણ આપ્પાસાહેબ સાથે સહાનુભૂતિ દર્શાવવા રોટલાદાળ ખાધા તે પછી આપ્પાસાહેબની માગણી મજૂર થઈ

( ૬ ) ૧૯૩૩ના એપ્રીલમા ગાંધીજીએ યરવડા જેલમા હરિજન કાર્યને અગે ૨૧ દિવસનો ઉપવાસ કરવાનો નિશ્ચય જાહેર કર્યો ઉપવાસ ૮મી મેથી શરૂ થવાનો હતો ઉપવાસ ન આદરવાની વિનવણી કરનારા તારો ને કાગળો દેશપરદેશથી આવવા લાગ્યા, તે ઉપરાત અનેક શુભેચ્છ મિત્રો, સગાઓ આવીને મળીને પણ સમજાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા ચર્ચાઓ આમ ચાલતી જે વિભાગમા થતી ત્યા સરદાર સાહેબ જઈ શકતા નહી પણ સાજ પડ્યે ત્યાથી આવ્યા પછી ફરવાની વખતે ગાંધીજી મહાદેવભાઈ તે દિવસે કોની કોની મુલાકાત થઈ, શી શી વાતો થઈ, તેનો સાર સરદાર સાહેબને કહેતા તે હુ પણ સાભળતો. ઉપવાસ શરૂ કરવાનો દિવસ જેમ જેમ નજીક આવતો હતો તેમ તેમ ગાંધીજીના ઉત્સાહ ને આનંદ વધતા હતા તે અરસામા રાજાજી ને શ્રી શકરલાલ બેકર ગાંધીજીને મ

આર્જવપૂર્વક કહ્યું કે ' તમે ૨૧ ઉપવાસ કરી શકો એવું હવે તમારુ શરીર જ રહ્યું નથી ન કરે નારાયણ ને અમને એમ લાગે કે હવે તો તમારા છેલ્લા શ્વાસ ચાલે છે, અને ડાકટરો પણ અમારા મતને મળતા થાય, ને તમારુ શરીર તપાસી ડાકટર ઉપવાસ છોડવાની આગ્રહભરી સલાહ આપે, તો તમારે ઉપવાસ છોડવો જોઇએ ' આ ઉપવાસ કરવાનો આદેશ અંતર્યામી તરફથી મળ્યો છે એટલે તેમા કુશળ જ થવાનું છે, એવી ગાધીજીને પાકી ખાતરી હતી એ દૃઢ શ્રદ્ધાને હલાવે એવી સબળ દલીલો રાજાજી ને શંકરલાલભાઇએ કરી એટલે ગાધીજીનો પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠ્યો, ને તેમણે કહ્યુ ' તમે મારી જીવંત શ્રદ્ધાને હલાવવા માગો છો ? હું જે કહુ છુ તેના પર તમને આસ્થા બેસતી નથી, અને ડાકટરો મારી નાડ તપાસે, હૃદયના ધબકારા જુએ લોહીનુ દબાણ માપે, ને જે કંઇ કહે તેના પર તમે શ્રદ્ધા રાખો છો ? આવી ડાકટરી તપાસ ન જ કરવી જોઇએ, એવો મારો આગ્રહ છે ' આથી પણ વધુ આકરા વેણ ગાધીજીએ સભળાવ્યાં હશે ત્રણ કલાક પછી સાજે ફરતા વાતો કરતી વખતે પણ એ ઉકળાટ ગયો નહોતો બીજે દિવસે સવારે નિત્યનિયમ પ્રમાણે ગાધીજી રાતના ત્રણ વાગે ઊઠ્યા ચારની પ્રાર્થના થઈ જેલ ખૂલવાના પોણાસાતના ઘટા થયા પણ જેલર હજુ અમારા યાર્ડમા આવ્યા નહીં એટલે ગાધીજીને તાલાવેલી થવા લાગી ગાધીજી કહે ' છગનલાલ, આ ચિઠ્ઠી પર્ણકુટીમા રાજાજીને તરત જ પહોચાડે એવુ જેલરને કહેવડાવો એ ચિઠ્ઠી રાજાજીને નામે હતી, ને તે આ પ્રમાણે હતી ' તમે મને પ્રાણથી પણ અધિક પ્રિય છો કાલે મે તમને ને શંકરલાલને બહુ જ દૂભવ્યા મને ક્ષમા આપો એમ કહેવાની જરૂર નથી, કેમકે ક્ષમા તો તમે મને માગ્યા પહેલા જ આપી છે પણ મે કાલે બેવકૂફીથી જે વસ્તુની ના પાડી તે જ વસ્તુ કરવા હવે હું તૈયાર છુ હમણા તેમજ તમે જ્યારે ઇચ્છો

ત્યારે હું કોઈ પણ ડાકટર પાસે તપાસ કરાવવા તૈયાર છું શરત એટની જ કે સરકારની પરવાનગી મળવી જોઇએ મને લાગે છે કે એ તપાસનું પરિણામ પ્રસિદ્ધ ન કરવું જોઇએ, કેમકે એનો રાજદ્વારી ઉપયોગ થવાનો ભય રહે મારે એ પણ કહેવું જોઇએ કે ડાકટર પાસે તપાસ કરાવો તો તેથી ઉપવાસનો આરંભ અટકવાનો નથી આપણે મળીશું ત્યારે વધારે વાત કરીશું આ તો ગઈ કાલે મારા હૃદયમા મેલ ગરી ગયો તે કાઢી નાખવાને માટે જ લખું છું તમને તથા શંકરલાલને સ્નેહસ્મરણ —બાપુ ( ૫ ૫-૩૩ )'*

( ૭ ) ગાંધીજીના કેટલાક કાગળો મારી પાસે છે તેમાના એકમા પોતાના આ ક્રોધને વિષે તેમણે જે લખ્યું છે તેનો ઉતારો અહી આપવા જેવો છે ' ખરી વાત જ એ છે કે સ્વસ્થતા કોઈની બતાવી મળતી નથી પોતાની અંદરથી નીકળવી જોઇએ હું પોતે અત્યારે ક્રોધરાક્ષસની સામે ઝૂઝી રહ્યો છું નિકટવર્તી કોઈથી કંઈ ભૂલ થઇ કે મારી ઉપર ક્રોધરિપુએ સવારી કરી જ છે એ શરીર અને મન બંનેની નબળાઈ સૂચવે છે મન સાવ ઉદાસીન થયું હોય તો શરીરની નિર્બળતા તેને શું કરે ? બુદ્ધિ આ જાણે છે હૃદયને તેનો સ્પર્શ નથી થયો પણ કોક દહાડો એ ક્રોધને પણ ગરે છૂટકો છે પણ જેમ મારી મેળે જ ઇશ્વરકૃપા મેળવવી રહી છે તેમ જ તમારે કરવું રહ્યું છે આપણ એમા કશો ફેર ન જાણજો બંનેનો એક જ આત્મા છે બંનેમા પશુતા રહેલી છે મૂર્છા જાય તો પશુતા જાય —બાપુના આશીર્વાદ ' ( ૧૬-૯-૨૮ )

* ચિઠ્ઠી મળી તે જ દિવસે રાજાજી હસતા હસતા જેલમા ગયા ને કહ્યું આપે ક્ષમા માગવાની કશી જરૂર નહોતી આપના કરતા વધારે તો અમે ચિડાયા હતા અમે હવે તપાસ ન કરાવવાનું જ નક્કી કર્યું છે ' —સંપાદક

( ૮ ) યરવડા જેલમા મને કેમ મૂકનામા આવેલો તે હુ કહી ગયો પણ હુ તો સાન અણઘડ માણસ રહ્યો માલીસ કરતા જન્મારામા શીખેલો નહી ખોરાકના પ્રયોગને લીધે ગાધીજીની તબિયત લથડી હતી પગની પિડીની માલીસ કરવાનુ મને કહેવામા આવ્યુ મે ગરમ તેલ લીધુ આગળા વડે પિડી પર તેલ ચોળ્યુ ને આગળાથી પગ ઘસવા ને દબાવવા લાગ્યો ગાધીજી કહે ' છગનલાલ, માલીસ આમ ન થાય, હથેળીથી થાય ' એમ કહી મારી પિડી પર હથેળીથી માલીસ કરી મને પદાર્થપાઠ આપ્યો સરદાર સાહેબ બાજુમા બેઠા બેઠા પરબીડિયા બનાવતા હતા હુ તો શરમાઈને ભોયભેગો થઈગયો પાચ મહિનામા થોડુ ક માલીસ કરતા શીખ્યો ગાધીજીની છાતી પર માલીસ કરતા તે પરના વાળ તણાતા મારા કરતા કેદી હજામ માલીસ કરવામા અનેકગણો હોશિયાર મારા જેવા અણઘડ કરતા એ માલીસ કરે તો સારુ, એમ સરદાર સાહેબને લાગે એ સ્વાભાવિક હતુ પણ ગાધીજીએ મારો એ ' અધિકાર ' બીજા કોઈને લેવા દીધો જ નહી એ વખતે મે જોયુ કે ગાધીજી સાચે જ ગુડાકેશ છે છાતી પર વીસ મીનીટ કે અડધો કલાક મે માલીસ કર્યુ છે, ને એ દરમ્યાન ઘણીયેવાર તેમને નસનસાટ ઊ ઘતા જોયા છે

( ૯ ) ગાધી સેના સઘને અઢી લાખ રૂપિયાનુ — અથવા કહો કે સર્વસ્વનુ — દાન કરનાર શ્રી જીવરામભાઈ કોઠારી ઉત્કલમા દરિદ્રનારાયણની

* સતત પ્રવાસના દિવસોમા મોટરમા ફરવાનુ હોય ત્યારે ગાધીજી મોટરની પાછલી બેઠક પર સૂઈ જાય, ને એક ગામથી બીજે ગામ પહોચતા વચગાળાનો વખત મળે તેટલામા કકડે કકડે ઊ ઘનુ લેણુ પૂરુ કરે ૧૯૩૪-મા હરિજનોદ્ધારના આવા પ્રવાસ દરમ્યાન મોટરમા શ્રી ઠક્કરબાપા ને હુ સાથે હતા એકવાર પાછલે પહોરે ગાધીજી ઊ ઘમાથી ઊઠયા, ને પાચ મીનીટમા ગામડુ પસાર થયુ એટલે પાછા સૂઈ જતા કહે ' મારા જેવો ઊ ઘનારો કોઈ જોયો છે ? ' — સ પાદક

સેવા કરતા કરતા રક્તપિત્તના રોગમા સપડાયા હતા તેમને ગાધીજી જેલમાથી રોગોપચારને અગે વીગતવાર સૂચનાઓ મોકલતા તે ઉપરાત સરદાર સાહેબ અને મહાદેવભાઇની આગળ જીવરામભાઇની સરળતા ને સાધુતાની તથા ઉત્કલની કગાલિયતની વાતો કરી ઘણીવાર પોતાના દિલનુ દર્દ ઠાલવતા તે વખતે શ્રી જમનાલાલજી યરવડાની જ જેલમા ક વર્ગમા હતા, તેમણે પચાસ રતલ વજન ખોયુ હતુ, ને તેમને કાનની અસહ્ય વેદના થતી જમનાલાલજી ને અમારી વચ્ચે આડી એક જ ભીત હતી, પણ તેમને અમે મળી શકતા નહોતા તેઓ ચડ્ડી બાડિયુ પહેરતા, કાનમા હવા ન પેસી જાય તે માટે, ૧૮ ઇચનો જે અગૂછો મળતો તે કાને વીટતા, ૮૦ ફીટ કાથીની સીદરી વણતા, અને જુવાર બાજરાનો રોટલો ને દાળ ખાતા આ બાહ્ય અગવડથી તેઓ હારે એવા નહોતા ગાંધીજીને પણ એનુ દુખ નહોતુ પણ તેમના કાનની પીડા વધતી જતી હતી, ને જેલમા તેના યોગ્ય ઇલાજ થતા નહોતા, એ વસ્તુથી ગાધીજીનુ અતર વલોવાઇ જતુ હતુ આ જ વખતે ગાધીજીના પુત્ર શ્રી. રામદાસ પણ યરવડા જેલમા ક વર્ગમા હતા તેથી ગાધીજીને એક પ્રકારની શાન્તિ રહેતી હતી કે હજારો સ્વયસેવકો જે જેલયાતના ભોગવતા હતા તેમા પોતાનો દીકરો પણ ભાગીદાર છે જેલમા ઘીદૂધ વિનાનો ખોરાક મળતો હોવા છતા તબિયત કેમ સારી રાખી શકાય તેના બોધપાઠ દર અઠવાડિયે ક વર્ગના ભાઇઓને શ્રી રામદાસ મારફતે મોકલતા ચીચવડ રાષ્ટ્રીય શાળાના અધ્યાપક શ્રી પરચુરેશાસ્ત્રીને યરવડા જેલમા રક્તપિત્તવાળાના નોખા યાર્ડમા રાખવામા આવેલા તેમની નાનકડી ચિઠ્ઠી નાના કે મોટા કામ માટે ગાધીજીને જેલમા મળે કે તરત જ તેનો અમલ તેઓ કરતા કે કરાવતા આજથી ચારેક વરસ પહેલા સેવાગ્રામમા એ જ પરચુરેશાસ્ત્રીના ઘાને ધોઇને સાફ કરતા ગાધીજીને જોવાનો પ્રસગ મને મળ્યો

( ૧૦ ) સાબરમતીમા ગાધીજી કકડતી ટાઢમા પણ નદીકાંઠે 'હૃદયકુજ'ના* ફળિયામા સૂઇ જતા ૧૯૨૯ના શિયાળામા એક રાતે હિમ પડ્યુ છતા તેમણે ખાટલો ન ખસેડાવ્યો પ્રાત કાળની પ્રાર્થના અમે, અતિશય ઠ ડી લાગવાથી ખુ'લામા ન કરતા ઓશરી પર કરી ગાધીજી સવારમા ગરમ પાણી પી, ૭ વાગે નિયમ પ્રમાણે ફરવા નીકળ્યા આશ્રમનો મન્ત્રી હોવાથી હુ પણ તેમની સાથે ફરવા જતો. ચપનમા ટાઢને લીધે પગ ન પેસે શરીર ઠ ડીથી ધ્રૂજવા લાગ્યુ પણ ગાધીજી તો નિયમ પ્રમાણે સાબરમતી જેલના દરવાજાના થાભલાને લાકડી અડાડયા બાદ જ પાછા ફર્યા આશ્રમમા આવ્યા ત્યારે પપૈયાના ઝાડ હિમથી બળેલા જોયા કુ ડીનુ પાણી ઠરીને હિમ થઇ ગયેલુ તે બરફના કકડા બાળકોએ બતાવ્યા ત્યારે ગાધીજીને ખાતરી થઇ કે આશ્રમમા રાતે ૩૪° કે તેથી નીચે પારો ઊતર્યો હશે એવી ટાઢમા પણ તેઓ રાતે ખુ લામા સૂઇ ગયેલા એ જ ખરા આશ્ચર્યની વાત હતી

( ૧૧ ) ૧૯૨૪મા ગાધીજીએ શ્રી રામદાસને રોજ એક કલાક ગુજરાતી, સસ્કૃત અ ગ્રેજી ભણાવવાનો નિયમ કરેલો. તેમા 'હિ દુ ધર્મની બાળપોથી', તથા 'યગ ઇન્ડિયા'ના લેખો ને તેનુ ભાષાન્તર વગેરે શીખવતા તે અરસામા અમદાવાદમા મ્યુનિસિપાલિટીના નવા ટોનમા મહાસમિતિની બેઠક ભરાઇ તેની સભાઓ મોડી રાત સુધી ચાલતી સવારના ૪ થી રાતના ૧૦ સુધી ગાધીજી દેશનેતાઓ સાથે કઇ ને કઇ મન્ત્રણાઓમા રોકાયેલા હોય એ દિવસોમા એકવાર તેઓ રાતે ૧૧ વાગે આશ્રમમા પાછા આવ્યા, ને બાને પૂછવા લાગ્યા 'રામો કયા છે ?' બા કહે 'સૂઈ ગયો છે થાકયોપાકયો છે. ઉઠાડવો નથી' ગાધીજી કહે 'પણ એને

* સાબરમતી આશ્રમમા ગાધીજીના નિવાસસ્થાનને 'હૃદયકુ'જ' એ નામ આપવામા આવેલુ' —સ પાદક

રોજ એક કલાક ભણાવવાનો નિયમ કર્યો છે રામો ના પાડે તો જ મારાથી રદ્દ થઈ શકાય ' પણ એમ કઈ નિયમભંગ થાય ? રામદાસને જગાડી થોડુ ક પણ શીખવ્યુ ત્યારે ગાધીજીના દિલને શાન્તિ થઈ

(૧૨) ૧૯૨૮ મા આશ્રમને નવુ સ્વરૂપ આપવા માટે ગાધીજીએ આશ્રમવાસીઓ પાસે કડક નિયમપાલન કરાવવાનો આગ્રહ રાખેલો લગભગ એ આખુ વરસ તેઓ આશ્રમમા રહેલા તે વેળા આખો આશ્રમ એક શાળા બની ગયો હતો આશ્રમની નિયમાવલિ તો કડક હતી, પણ એ નિયમોના પાલનમા શિથિલતા આવી ગઈ હતી એકવાર ગાધીજીએ સાયપ્રાર્થના બાદ આશ્રમવાસી ભાઈબહેનો સાથે બેસી કેટલાક મોટા મોટા નિયમો નક્કી કર્યા, ને તેના પાલનને વિષે વધારે આગ્રહ રાખવામા આવ્યો એ નિયમો આ પ્રમાણે હતા (૧) સવારની ૪ વાગ્યાની પ્રાર્થનામા બધા આશ્રમવાસીઓએ અચૂક હાજરી આપવી (૨) બધાએ સયુક્ત રસોડામા જ જમવુ (૩) રોજ ઓછામા ઓછા ૧૬૦ તાર કાતવા (૪) ઘરકામ માટે નોકર કે મજૂર ન રાખવા (૫) આશ્રમમા રાતે ચોકી કરવામા પુખ્ત વયના બધા પુરુષોએ સાથ આપવો (૬) પાયખાના સફાઈમા નાના મોટા દરેકે વારા પ્રમાણે જોડાવુ (૭) આશ્રમમા રહેનાર દરેક જણે રોજ ઓછામા ઓછા ૮ કલાક આશ્રમ સોપે તે કામ કરવુ (૮) રોજ કરેલા કામની વાસરી—રોજનિશી—રાખવી આ નિયમોએ આશ્રમવાસીઓને સારી તાલીમ આપી ગાધીજી પોતે સવારની પ્રાર્થના બાદ સાત વાગે બહેનોનો વર્ગ ચલાવતા તેમા પ્રાર્થનાના સસ્કૃત શ્લોકો શીખવતા ને સામાન્ય જ્ઞાન આપતા રસોડામા શાકભાજી સમારવાના તથા સફાઈના કામમા નિયમિત હાજર રહેતા સવારસાજની પ્રાર્થના બાદ નાના મોટા પ્રવચનો કરતા ઉદ્યોગમન્દિરની કાર્યવાહક સમિતિની બેઠક અઠવાડિયે એકવાર રાખી, સાથીઓમા કયાક ઘર્ષણ હોય તો ત્યા તેલ

સીચતા એક નિશ્ચય એવો કરવામા આવ્યો હતો કે આશ્રમે જે નિયમો કરેલા તેનો ત્રણવાર ભગ થાય તો તે ભગ કરનાર આશ્રમવાસી પોતે ગળીખુશીથી નીકળી જાય અને એકવાર જે નિયમ થયા તેમા સામાન્ય રીતે અપવાદ નહી કરવામા આવે. બાર વરસના જૂના એક આશ્રમવાસીએ પ્રશ્ન ઉઠાવ્યો કે ' વાસરી લખવાનો આગ્રહ આપ રાખો છો, ને આપ વાસરી જોવાના છો, એટલે લખનારાઓમા દભ પોષાય છે ને જૂઠને આડકતરી રીતે પોષણ મળે છે માટે હુ વાસરી નથી લખતો.' આ ભાઈ વણાટકામમા ભારે પાવરધા હતા બીજા યમનિયમના આગ્રહી હતા ગાધીજીએ તેમની વાસરીની ઉપયોગિતા વિષે જાહેરમા સમજાવ્યુ પણ પેલા ભાઇને એ વાત ગળે ન ઊતરી, ને એ કારણે તેઓ આશ્રમમાથી છૂટા થયા * આશ્રમના સયુક્ત રસોડામા અમે લગભગ દોઢસો નાના મોટા માણસો એક પગતે જમતા કોઇ નોકર કે રસોઇયા રસોડા માટે નહોતા બાફેલુ ખાવાનુ થતુ શાકદાળ વધારેલા હોવા જોઇએ એ વિષે બહેનોએ ચર્ચા કરી હતી, પણ છેવટે ગાધીજીનો જ વિજય થયો હતો રસોડામા ગાયનુ જ ઘી વપરાય એવો આગ્રહ હતો ગાયનુ ઘી ન મળે તો લૂખુ ખાવુ પણ ભેસના દૂધઘી ન જ વાપરવા, એવો પણ નિશ્ચય હતો ગાયનુ ઘી મળતુ બધ થયુ ત્યારે ગાધીજી રસોડે જમનાર વિદ્યાર્થીઓમા ને સમજુ આશ્રમવાસીઓમા અળસીના તેલનો પ્રચાર કરવા લાગ્યા તેઓ કહે ' અળસીનુ તેલ ખાવાથી વિનોબાનુ વજન ૧૫ રતલ વધ્યુ છે તમે પણ અજમાવી જુઓ કડવુ, ને શરૂઆતમા અળખામણી લાગે એવી વાસવાળુ, અળસીનુ તેલ સયુક્ત રસોડામા આવ્યુ, ને માણસો રોજ્લી

* ગાધીજીએ પોતે ત્યારથી વાસરી લખવી ચાલુ રાખી છે મળવા આવેલા સ્ત્રીપુરુષોના નામની નોધ પણ એ વાસરીમા તેઓ કરી રાખે છે —સપાદક

પર એ તેલ ચોપડી ખાતા થઈ ગયા રાંધમા ઘી નખાય જ નહી, શેકેલા લોટની, ગોળવાળી, ઊની પાતળી રાબ શરીરને માફક આવી જવી જોઇએ, કોળાનુ બાફેલુ શાક વાયડુ પડે એ ભ્રમ છે, એવી એવી ચર્ચાઓ રોજ ચાલે રસોડામા રોટલીનુ કામ ઝટ કેમ ઉકેલાય, ચૂલામા કેવા ફેરફાર કરવા જોઇએ, પાઉંરોટી બનાવવામા કેવી કાળજી રખાવી જોઇએ, એવી ચર્ચા ગાંધીજી બહેનો સાથે કલાકોના કલાક ચલાવતા શ, ષ, સ ને ચ છ નો ભેદ સમજી ઉચ્ચાર કરતા જેને ન આવડે એવી બહેનને ' સ્થિતપ્રજ્ઞ '-વાળા શ્લોકોના ઉચ્ચાર શીખવવાની માથાકૂટ કરતા ગાંધીજીને જોઈ હસવુ રોકી શકાતુ નહીં. ' પ્રાર્થના ' શબ્દમા ભગવાન પાસે માગવાપણુ છે, માટે ' પ્રાર્થના 'ને બદલે ' ઉપાસના ' એ શબ્દ વપરાવો જોઇએ, એવી પણ ચર્ચા ઊપડતી આશ્રમમા કરવાના ' રૂટીન '—એટલે કે એકની એક ઘરેડવાળા કામથી માણસની બુદ્ધિ કટાઈ જાય, માટે ભારે બુદ્ધિશાળીઓની પાસે એવુ કામ ન કરાવવુ જોઇએ, એમ કહેનાર પણ કેટલાક ભાઇઓ હતા એ કથનના ઉત્તરમા ગાંધીજીએ એક કાગળમા લખેલુ ' મહાદેવ રૂટીન કામ કરે તેથી તેમની શક્તિ ઘસાઇ જવાનો મુદ્દલ ભય નથી રૂટીન કામ તેમની પાસે કરાવ્યુ છે, તેથી તેમની શક્તિ વધી છે રૂટીન કામથી વિચારમા સ્પષ્ટતા, દૃઢતા ઇત્યાદિ આવે છે કેવળ વિચાર કરે ને અમલ ન કરે તેના લખાણમા ખરુ જોર હોય નહી ' ( ૧૧–૫–૨૯ )

ઉદ્યોગમન્દિર (આશ્રમ)મા વસતા ભાઇબહેનોને ગાંધીજી પ્રવાસમાથી જે કાગળો લખતા તે સામાન્ય રીતે સહુ વાચતા, ને તે પ્રમાણે જીવન ઘડતા. આ કાગળોમાથી બે અહી ઉતાર્યા છે

' બાળકો ને બાળાઓ, તમારા તરફથી કાગળ નથી મારી સાથે તમારામાથી કોણ ફરી શકે, એ વિચાર મને કેટલીક વેળા આવ્યા કરે છે ફરવાનો ઉદ્દેશ તો એ જ હોય કે વિદ્યાર્થી કે વિદ્યાર્થિની સેવાને સારુ

તૈયાર થાય એ દૃષ્ટિએ આટલી વસ્તુની આવશ્યક્તા મને લાગે છે (૧) ઉમેદવારના હાલના વિચાર પ્રમાણે, તે જીવન સેવા સારુ અર્પવા ધારે છે (૨) તેને રેંટિયાશાસ્ત્રનુ પૂરુ જ્ઞાન છે, પીંજે છે, લોઢે છે, ઝીણુ જાડુ જોઇએ તેવુ કાતે છે, ઓજારો સમારી શકે છે, સૂતરનો કસ કાઢી જાણે છે, સૂતરનો આક ગણી જાણે છે, વિ (૩) અક્ષર સારા કાઢે છે, ને ઝડપથી લખી શકે છે (૪) ભજન ઘણા યાદ છે ને ગાઈ શકે છે (૫) ખાના-પીનામા સયમ પસદ કરે છે ને પાળે છે, ને ગમે ત્યા જાય ત્યા પણ પાળવાને તૈયાર છે આ સિવાય બીજુ તો તમે પૂરી શકો છો આ તમારે ને શિક્ષકોને વિચારવા સારુ છે જો તમે કોઈ આ શરતોથી ભડકો, તો મને આશ્ચર્ય થાય હુ જાણુ છુ કે આપણે જોઇએ તેના જાગ્રત રહ્યા નથી. આટલુ તો તમારે ઘણાને સારુ સામાન્ય હોવુ જોઇએ ૧૨ વર્ષની ઉપરના અને ૧૫ વર્ષની અદરના કોઈ વિદ્યાર્થી કે વિદ્યાર્થિનીને ગીતા મોઢે ન હોય એમ બનવુ ન જોઇએ રોજ એક શ્લોક મોઢે કરે તો બે વરસમા પૂરુ થાય ટીપે ટીપે સરોવર ભરાય—બાપુના આશીર્વાદ (૭–૧૦–૨૯)'

'બહેનો વખતોવખત તમે યાદ આવ્યા કરો છો જેમ જેમ મુસાફરીમા બહેનોને જોઉં છુ તેમ તેમ તમારી સામે રહેલા કામનો વિચાર આવ્યા કરે છે, ને તેમ તેમ જોઉ છુ કે સાચી તાલીમ તો હૃદયની છે જો તેમા શુદ્ધ પ્રેમ પ્રગટ થાય તો બાકી બધુ એની મેળે આવી રહે સેવાનુ ક્ષેત્ર અમર્યાદિત છે સેવાની શક્તિ પણ અમર્યાદિત મનાવી શકાય કેમકે આત્માની શક્તિને મર્યાદા છે જ નહી જેના હૃદયના કમાડ ખૂલી ગયા છે તેના હૃદયમા તો બધુ સમાઈ શકે સેવાનુ જગત જેટલુ કામ પણ શોભી નીકળે જેના હૃદયને સીલ છે તેનુ વધુ કામ પણ નહીંજેવુ ગણાશે એ અર્થ વિદુરની ભાજી અને દુર્યોધનના મેવામા ભર્યો છે

—બાપુના આશીર્વાદ ( ૭-૧૦-૨૯ ) '

તે જ પ્રમાણે આશ્રમમાં રહેતા જિજ્ઞાસુઓને પણ ગાંધીજીના કાગળો અવારનવાર મળતા. તેમાંથી નીચેના વાનગીરૂપે ઉતાર્યા છે:

'યાન્ત્રિકને ઉદ્યોગ કરવાથી આત્મદર્શન એની મેળે થાય જ. તેમ જ દેશોદ્ધારનું સમજજો. જો સાચા દેશોદ્ધારક થઇએ તો આત્મોદ્ધારક પણ થઇએ જ. અને દેશોદ્ધારકના કરતા પણ નમ્ર શબ્દ લોકસેવક છે. એટલે સાચી સેવામા દેશસેવા, આત્મસેવા, ઇશ્વરસેવા છે. એ વિષે મુદ્દલ શંકા ન આણશો. ( ૩-૧૦-૨૯ ) '

'માતાકે પ્રતિ તુમ્હારી ભક્તિ મૈં સમજ સકતા હૂં. તુમ્હારા અંતરાત્મા જૈસા કહે ઐસા હી કરો. ઇસી ભક્તિકો અન્તમેં તો વ્યાપક સેવામેં પરિણત હોના હૈ. પરંતુ ઐસા પરિણામ બલાત્કારસે નહીં લા સકતે હૈં. જબ ઐસા હોગા તબ ભી માતૃભક્તિમેં ન્યૂનતા નહીં હોગી, પર વહ ભક્તિ વિશેષ શુદ્ધ હોગી. આજ ઉસમેં સાત્ત્વિક મોહ હૈ.—બાપુકે આશીર્વાદ '

'શુદ્ધ સમાધિ અવશ્ય શુદ્ધ સેવા હોઈ શકે. મૌન સર્વશ્રેષ્ઠ ભાષણ ને સેવા હોય. પણ તે સ્વાભાવિક હોવું જોઇએ. એ માર્ગ વિકટ છે કરોડોમાં એકને સારુ હોય. તેમાં આત્મવંચના બહુ થવાનો સંભવ છે. સમાધિમાર્ગ રાજમાર્ગ નથી. કર્મમાર્ગ સહેજે સમાધિ તરફ લઇ જાય ત્યારે જઇએ. કર્મનું અનુકરણ થાય; સમાધિનું કદી નહીં.—બાપુના આશીર્વાદ ( ૨૬-૧૦-૨૯ ) '

'ચિ. મહાદેવ, તમે માંદા પડો છો એ સહન નથી થતું. હવે તો સાવ આરામ થઇ ગયો હશે. સેવા કરવામાં પણ કંઇક પ્રમાણ જાળવવું પડતું હશે, અને તે સેવાને અર્થે. અહીં " દેહરખો ધર્મ " કહેવતનો

કંઇક ઉપયોગ હોવાનો સંભવ છે. સહુથી વધારે કામ કરનાર માણસને સહુથી વધારે નવરાશ હોય છે એ અંગ્રેજી અનુભવ તો છે જ, ને સાચો છે. એની મતલબ એ છે કે જેણે પ્રમાણિકપણે કર્તવ્ય પાળ્યું છે તેને અમુક આરામનો અધિકાર છે જ. એ આવશ્યક નવરાશ પર તરાપ મારવાનો અધિકાર કોઇને ન હોય —બાપુના આશીર્વાદ (૨૮-૧૦-૨૯)' *

રાજકોટ, ૨૭-૭-૪૧

# ગાંધીજીનું માર્ગદર્શન

**દિલખુશ દીવાનજી**

(૧) ૧૯૨૫ના એપ્રીલ માસમાં મુંબઇ રાષ્ટ્રીય શાળા પર ભારે આફત આવી પડી. મુંબઈ પ્રાન્તિક સમિતિએ એમએક એ શાળાને બંધ કરવાનો ઠરાવ કરી દીધો. એટલે અમે શિક્ષકો ભારે વિમાસણમાં આવી પડ્યા. વાર્ષિક રૂા. વીસ હજારના ખર્ચની જોગવાઇ ઓછેથી થાય તો જ જૂનમાં રાષ્ટ્રીય શાળા ચાલે. આવી તાત્કાલિક સગવડ અમે સામાન્ય શિક્ષકો ક્યાંથી કરી શકીએ? અમને ગાંધીજી યાદ આવ્યા. રાષ્ટ્રીય શિક્ષણ માટે તો એમને અપાર મમતા. મારા એક શિક્ષક મિત્રની સાથે હું સાબરમતી પહોંચ્યો. ગાંધીજી સાથેનો આ મારો પહેલો પ્રસંગ હતો. એટલે તેમની પાસે રૂબરૂ પહોંચવા મેં શ્રી કાકાસાહેબનો આશ્રય લીધો. ગાંધીજી 'હૃદયકુંજ'માં બેઠા હતા. સવારનો સમય હતો. મને યાદ છે તે પ્રમાણે તેઓ હજામત કરતા હતા. કાકાસાહેબે મારી ઓળખાણ કરાવી અમારી શાળા પર આવી પડેલા સંકટની ટૂંક વીગતો એમણે ગાંધીજીને જણાવી. ગાંધીજીએ બધું સાંભળી લીધું. પછી મારા તરફ જોયું, અને બોલ્યા: 'કેમ, તમે આ સંકટને અંગે શું વિચાર્યું છે?' 'અમારો તો

દઢ નિશ્ચય છે કે અમારે શાળા ચાલુ જ રાખવી જ્યાં સુધી રાષ્ટ્રીય શિક્ષણ લેવા માટે એક પણ વિદ્યાર્થી તૈયાર હોય ત્યાં સુધી અમારાથી તેને પાછો કેમ મોકલાય ?' મે કહ્યુ ગાધીજીએ સાભળી લીધુ, ને અમારી નિષ્ઠાનુ માપ કાઢવા પૂછ્યુ 'તમે શાળા ચાલુ રાખવા તૈયાર થયા છો, તો એ માટે તમે કોઈ ભીખ લેવા તૈયાર છો ? શાળા ચલાવવા માટે જૂન માસ સુધીમા નાણાની કશી સગવડ ન થાય, તો તમે તે માટે ભીખ માગશો ?' આ વેધક પ્રશ્નથી અમે કઇક ચમક્યા તો ખરા પરતુ સદ્‌ભાગ્યે ગાધીજી પાસે આવ્યા પહેલા જ અમે શિક્ષક ભાઈઓએ ગમે તે ભોગે શાળા ચાલુ રાખવાનો મક્કમ નિર્ધાર કરી લીધો હતો આથી કઇક હિમત રાખી મે ગાધીજીને કહ્યુ 'અમે નિર્ણય તો કર્યો જ છે કે શાળા ચાલુ રાખવી એ માટે અમે કેટલાક શિક્ષકોએ બધી જાતનો ભોગ આપવાની તૈયારી રાખી છે અમે ભીખ માગીને નિર્વાહ કરીશુ, પણ શાળા તો ચાલુ જ રાખીશુ' ગાધીજીને આ જવાબથી ખૂબ સન્તોષ થયો એમ અમને જણાયુ. અમે ખૂબ ઉત્સાહમા આવ્યા ગાધીજીએ વિચાર કરી લીધો, ને અમને હૂફ આપતા બોલ્યા 'બસ ત્યારે હુ આજે જ સરોજિનીદેવી (તે વેળાના મુબઈ પ્રાન્તિક સમિતિના પ્રમુખ) ને કાગળ લખીને જણાવુ છુ કે મુબઈ રાષ્ટ્રીય શાળા માટે પ્રાન્તિક સમિતિએ આ વર્ષે તો ઠીકઠીક મદદ કરવી જ રહી થોડા દિવસ પછી મારે મુબઈ જવાનુ છે તે વખતે પ્રાન્તિક સમિતિના કાર્યકરોને બોલાવી બધો ખુલાસો કરી લઇશુ' અમે ખુશ થયા ખરા, પરતુ અમારે તો શાળાને માટે કાયમી વ્યવસ્થા કરવી હતી અમે મુબઈ રાષ્ટ્રીય કેળવણી મડળ સ્થાપવાનો વિચાર કરીને ગાધીજીની આશિષ લેવા આવેલા એ યોજનાની વીગતો જાણી તેઓ બહુ રાજી થયા તેમણે કહ્યુ 'એ તો તમે બહુ સરસ વિચાર કર્યો છે તમે સ્વાશ્રયી થવા ઠરાવ્યુ છે એ મને બહુ ગમે

છે. મારા પૂરેપૂરા આશીર્વાદ તમને છે. હું રેવાશંકરભાઇને જણાવીશ. એ તમારા પ્રમુખ અને ટ્રસ્ટી થાય એવી ભલામણ કરીશ. તમે બીજા હિતેચ્છુઓને શોધી કાઢજો.' અમે ધાર્યું નહોતું કે એમની આટલી બધી હૂંફ અમને મળશે. અમે પ્રણામ કરી વિદાય લીધી તેઓ તે પછી થોડા વખતમાં મુંબઇ આવ્યા ત્યારે પ્રાન્તિક સમિતિના કાર્યકરોની સભા બોલાવી. અમને પણ હાજર રહેવા જણાવેલું. સભામાં તેમણે અમારી બહુ સરસ વકીલાત કરી, અને પ્રાન્તિક સમિતિએ તે વર્ષે રૂા. ૧૦ હજારની મદદ અમારી શાળાને કરી. મુંબઈ રાષ્ટ્રીય કેળવણી મંડળ પણ અમે સ્થાપ્યું, અને શ્રી. રેવાશંકરભાઈ અમારા પ્રમુખ અને ટ્રસ્ટી થયા.

( ૨ ) ગાંધીજી ૧૯૩૭ ના એપ્રીલમાં તીથલ આવેલા. મારી સાથે કરાડીની ગાંધી કુટીરમાં રહેતા મારા આઠદસ વિદ્યાર્થીઓને તેમનાં દર્શન કરવાં હતાં. આગળથી પરવાનગી મંગાવી અમે ૨૨મી એપ્રીલે બપોરે તીથલ ગયા. ગાંધીજી અંદરના ઓરડામાં બેઠા હતા. અમે બધા શાન્તિથી તેમની પાસે ગોઠવાઈ ગયા. મારે કંઈ ખાસ વાત કરવાની ન હતી. પણ મને જોઈ ગાંધીજીએ શ્રી. લક્ષ્મીદાસભાઇએ તરતમાં શોધેલાં પગચરખા ને પગપીંજણનાં યન્ત્રો વિષે વાત ઉપાડી. કરાડીમાં હું કંઇક ખાદીકાર્ય કરી રહ્યો છું એની ખબર એમને હતી, એટલે પીંજણયન્ત્રના અનુભવો એમને જાણવા હતા રેંટિયો પીંજણ તો એમના પ્રિય વિષયો. અમને દસજ મીનીટ અપાયેલી. પણ પીંજણયન્ત્રની ચર્ચામાં એમને એટલો બધો રસ પડ્યો કે પોણાએ કલાક અમે એના ગુણદોષની ઝીણવટથી ચર્ચા કરી. ગાંધીજી સ્વાશ્રય અને હસ્તકલાના આગ્રહી એટલે એમને આ પીંજણયન્ત્ર ખાસ ગમતું નહોતું. મને યાદ છે તે પ્રમાણે એમના વિચારો એ વિષે આવા હતા:
'( ૧ ) એમાં ઝડપથી પૂણી તૈયાર થાય છે, એ લાભથી હું કંઈ લલચાઇ ન જાઉં. તો પછી મિલમાં ઝડપ કયાં ઓછી છે? ( ૨ ) મધ્યમ પીંજણમાં

સગ્સ પોલ ન થતો હોય તો તેમા સુધારા કરવા જોઇએ એ હસ્તકળાનુ સશોધન થવુ જોઇએ એ છોડી ઝડપથી કામ કરતા યન્ત્રનો ( ભલેને તે પગે ચાલે ) આશ્રય ન લેનાય એમ કરવાથી આપણા ગ્રામઉદ્યોગોમા ઘટતા સુધારાવધારા કરવાની સશોધનવૃત્તિને અવકાશ મળતો નથી. ( ૩ ) સહેજ પણ યાન્ત્રિક કારીગરી આપણા હાથઉદ્યોગમા પ્રવેશ કરે એટલે હસ્તકલાનો નાશ થવાનો હાથપીજણમા રહેલી હસ્તકળાનો નાશ થતા એ ઉદ્યોગમા જડતા આવી જાય આપણા હાથઉદ્યોગની ખૂબી એ છે કે એમા ચૈતન્ય જળવાતુ ને વિકસતુ રહે છે ( ૪ ) પણ સૌથી મોટો વાધો તો એ છે કે એ કાતનારાને પગરનબી બનાવે છે રેગિયો સ્વાશ્રયનો પુરુષાર્થ પ્રગટાવે આમા તો કાતનારા તૈયાર પૂણીના મોહમા તણાઈ જાય બધા કઈ એ યન્ત્રપીજણ ન વસાવી શકે એટલે પીજે તે કાતે એ સ્વાશ્રયનો નિયમ ખડિત થાય છે ' આ તેમના તે વેળાના વિચારોનો મારી ભાષામા આપેલો સાર છે

( ૩ ) ૧૯૩૦મા તેઓ યરવડા જેલમા હતા ત્યારે તેમની સાથે પત્રવહેવાર કરવાનુ સદ્ભાગ્ય મને મળેલુ વિલેપારલેની સત્યાગ્રહ છાવણીમા હુ ખાદીકામ સભાળતો, એની કઇક વીગતો મે તેમને મોકલી. તેમને ખૂબ સન્તોષ થયો મારા જેવા તદ્દન સામાન્ય કાર્યકરના આવા તદ્દન સામાન્ય કાર્યમા પણ એમને ખૂબ રસ પડ્યો જેલમા બેઠા રહ્યા એમણે અમને એ કામને અગે ઝીણામા ઝીણી વીગતો પૂછી આ રહ્યો એમનો એ પત્ર ' ભાઇ દીવાનજી, તમને મળવાનુ હતુ તેટલામા તમે છૂટી ગયા છૂટતા જ તમે સરસ વીગતો મોકલી છે તકલી અને રેટિયા કેટલા વપરાય છે ? બનેની ઉપર સામાન્ય ઝડપ કેટલી છે ? રેટિયો અને તકલી રોજ સરેરાશ કેટલો સમય ચાલતા હશે ? સૂતરના આક અને મજબૂતી કેવા હોય છે ? ખાદી કેટલા પનાની વણાવો છો ? દર શો આપો છો ? ખાદી,

ત્યાં જ ધોવાય છે કે કોરી આપો છો? સાળ કેટલી ને ક્યાં ચાલે છે? ગોકુળભાઇનું શરીર ઠીક રહે છે ને?—બાપુના આશીર્વાદ (યરવડા જેલ, ૭-૧-૩૧)'

(૪) ૧૯૩૧માં શરૂ થયેલો આ પત્રવહેવાર ત્યારપછી પણ ચાલુ રહેલો. કરાડના મારા શિક્ષણકાર્યમાં તેઓ બહુ રસ લે છે. છતાં તેઓ તો બહુ શક્તિશાળી, સમયજ્ઞ શિક્ષક રહ્યા. એટલે મારા કાર્યથી એમને સન્તોષ થતો છતાં મારી મુશ્કેલીઓ જાણી તેને ઝટ દૂર ન કરતા. મારો પૂરો વિકાસ થાય એમ તેઓ ઇચ્છતા હતા. મારા ખાદીકાર્યને અંગે મને મૂડીની મુશ્કેલી પડવા માંડી, કારણ કે કામ ખૂબ વધી રહ્યું હતું. મેં ગાંધીજીને લખ્યું. તેના જવાબમાં તેમનો આ પ્રમાણે કાગળ આવ્યો: 'ભાઇ દિનખુશ, તમારું કામ એવું સરસ લાગે છે કે પૈસાની તાણ તમને ન રહે એવું કરી દઉં. પણ મને લાગે છે કે તમે તાણમાં રહેતા રહેતા આગળ વધો એ જ કદાચ સારું હોય લક્ષ્મીદાસ તો તમારે પડખે છે જ. —બાપુના આશીર્વાદ (સેવાગ્રામ, ૧૬-૧૨-૩૯)' બીજા એક પત્રમાં લખેલું: 'તમારો કાગળ મુદ્દલ લાંબો નથી. જે એકધ્યાનથી તમે કામ કરી રહ્યા છો તેમાં બીજા વિચારને પણ અવકાશ નથી. તમારી આર્થિક મુશ્કેલી હું દૂર તો કરી શકું છું. પણ મારો અભિપ્રાય છે કે તમે અડચણોની વચ્ચે રહી તમારો માર્ગ કાઢો એ જ વધારે સારું છે. —બાપુના આશીર્વાદ (સેવાગ્રામ, ૨૩-૫-૪૦)' મને એમની એ સલાહ સાચે જ ખૂબ ગમી ગઈ. પરિણામ પણ સરસ આવ્યું. [illegible] પાસેના ગામમાં એક શ્રીમંત ભાઇને થઈ આવ્યું કે શિક્ષકના આ કામમાં મદદ થવી જ જોઇએ. તરત જ તેમણે સ્વેચ્છાએ, ને [illegible] પાંચ હજાર રૂપિયાનો ચેક મને મોકલી આપ્યો. મુશ્કેલીઓ દૂર ન [illegible] જતાં જાતે એનો હિંમતપૂર્વક સામનો કરવો એમાં જ કલ્યાણ [illegible]

ખમીર રહેલું છે, એ અતિશય કીમતી પાઠ મને ગાંધીજીએ ભણાવ્યો છે.

કરાડી, ૨૨-૭-૪૫

## એમની મનોવ્યથા

રાવજીભાઇ નાથાભાઇ પટેલ

(૧) ૧૯૨૯ના ડિસેંબરમાં લાહોરમાં મહાસભાના અધિવેશન સાથે ચરખા સંઘ તરફથી ખાદી પ્રદર્શન પણ ભરાવાનું હતું. પ્રદર્શનને અંગે મારે ચિત્રો, આલેખ અને આંકડા તૈયાર કરવાના હતા. વાંચ્યા સિવાય પણ જોનાર તરત સમજી શકે તેવાં ચિત્રો ને આલેખ તૈયાર કરાવવાનું નક્કી કર્યું. આશ્રમમાં એવો ચિત્રકાર મળે નહીં, એટલે બહારના ચિત્રકારને કામ સોંપાયું. ચિત્રો તૈયાર થઇને આવ્યાં, ને બાર ચિત્રોનું રૂ. ૧૨૦ બિલ આવ્યું. લાહોર જવા ઊપડતા પહેલાં હું ગાંધીજીને મળવા ગયો. ચિત્રો, આલેખ, આંકડા વગેરે બધું તેમને બતાવ્યું. બધી સામગ્રી જોઇ તેમને સન્તોષ થયો. ‘ ચિત્રો બહુ સારાં છે. કોણે ચીતરી આપ્યાં ? આશ્રમમાં આવો કોઈ ચિત્રકાર છે ? ’ વગેરે પૂછપરછ કરી. મેં કહ્યું. ‘ અહીં તો કોઇ ચિત્રકાર નથી. શહેરમાં તૈયાર કરાવ્યાં છે. ’ ગાંધીજી : ‘ શું ખરચ આવ્યું ? ’ મેં કહ્યું : ‘ દરેક ચિત્રના રૂ. ૧૦ પ્રમાણે રૂ. ૧૨૦ આપ્યા છે. ’ મારો આ જવાબ સાંભળી તેમને દુઃખ થયાનું તેમના મોઢા પરથી હું જોઇ શક્યો. તેમણે કહ્યું : ‘ આ ચિત્રો તો કોઇ શ્રીમંતના ઘરમાં શોભે એવાં છે. શ્રીમંતો કલાકારો ને ચિત્રકારોને આટલાં બધાં નાણાં આપી શકે. આપણે તો દરિદ્રનારાયણના પ્રતિનિધિ રહ્યા. તેમને આટલું ભારે ખર્ચ કરીને ચિત્રો તૈયાર કરાવવાનું કેમ પોસાય ? રેંટિયો એ તો દરિદ્રનારાયણની મૂર્તિ. તે માટે તો ઓછામાં

ઓછે ખરચે ચિત્રો તૈયાર કરાવવાં જોઇએ. ખાદી પ્રદર્શન માટે તો કોઇને કહ્યું હોત કે "આટલાં ચિત્રો દોરી આપવા તમારી સેવા આપો," તો કોઈ ને કોઈ આપણને મળી રહેત ' વચમાં તેમણે એક પ્રશ્ન પૂછ્યો કે 'કેટલા દિવસમાં આ ચિત્રો વગેરે તૈયાર કર્યાં ?' મેં કહ્યું કે 'બારેક દિવસ થયા હશે.' એટલે તો ગાંધીજીની વાગ્ધારા ચાલી: 'આ તો રોજના રૂા. ૧૦ મહેનતાણાના પડ્યા. આજે હિંદુસ્તાનમાં કેટલા માણસોને રોજના રૂા. ૧૦ મળે છે ? કાંતનાર પીંજનાર વણકરને કેટલું મહેનતાણું મળે છે ? વણકરને રોજના કેટલા આના મહેનતાણાના મળે છે તે આપણા અહીંના વણકરોને પૂછ્યું છે ? આ ગરીબ મુલકમાં તો કોઈ ભૂખે ન મરે એવી રીતે મજૂરીના દર ગોઠવવા જોઇએ.' એટલામાં શ્રી. રામજીભાઈ વણકર આવ્યા. ગાંધીજીએ પૂછ્યું: 'રામજી, રોજનુ કેટલા વાર વણો છો, ને રોજ કેટલું મળે છે ?' રામજીભાઇ કહે: 'બાપુ, મહિને માંડ માંડ રૂા. ૧૫-૨૦ મળે છે. સાથે એક કામ કરનાર હોય તો જ ૧૫-૨૦ મળે; નહીં તો તેથી પણ ઓછું મળે.' એટલે ગાંધીજીએ આગળ કહેવા માંડ્યું: -'જુઓ, આ રામજી આખો દિવસ કામ કરે તોયે તેને આઠ આના પણ પૂરા ન મળે; અને એક ચિત્રકારને રોજના રૂા. ૧૦ મળે; એ કેવો ઊંધો ન્યાય ! મારું ચાલે તો હુ કલાકના એક આના પ્રમાણે સહુ કોઇના મજૂરીના દર ઠરાવું; પછી તે વકીલ હોય કે ડાક્ટર હોય, મોટો સરકારી અમલદાર હોય કે પોલીસ હોય. આ દેશમાં દરેક જણે આઠ કલાક કામ કરવું જોઇએ. ઘરમાં કામ કરી શકે એવા દરેક જણે— પછી તે સ્ત્રી હોય કે પુરુષ—કામ કરવું જોઇએ.'

(૨) દાંડી કૂચના દિવસ હતા. અમે કૂચના યાત્રીઓ કેટલાક માનવસહજ દોષોથી ભરેલા હતા, છતાં ગાંધીજીએ અમને નભાવ્યા. એક પ્રસંગે એક જણે કહ્યું: 'આપ નાલાયકને કેમ દૂર કરતા નથી ?'

ગાધીજી કહે ' કોઈની પરીક્ષા કરીને લાયક કે નાલાયક હુ નથી કહેતો કેમકે એ મારા સ્વભાવની વિરુદ્ધ છે ' છતા અમારામા કોઈ વખત જૂઠ, તો કોઈ વખત ચોરી, તો કોઈ વખત ઈર્ષા આવી જતા ગાધીજી અમારો મેલ કાઢના અનારનાગ પ્રેમભાવે પોતાના હૃદયની વ્યથા ઠાલવીને અમને બધાને જાગૃત કરતા એક વખત તો હદ આવી ગઈ અનેક સ્થળોએ થયેલા દોષોનો ઉલ્લેખ કરતા પ્રાત કાળની પ્રાર્થનામા મહાવ્યથાના ઉદ્ગાર કાઢ્યા તેનો સાર આ પ્રમાણે હતો ' આજે મારુ હૃદય વ્યાકુળ થયુ છે, કારણ આપણામા હુ બહુ ગદકી જોઉ છુ આજનુ ભજન " લજ્જા મોરી રાખો સ્યામ હરિ " મને બરાબર લાગુ પડે છે તેમા જે સ્થિતિ દ્રૌપદીની બતાવી છે તે જ સ્થિતિ આજે મારી છે યુધિષ્ઠિર, ભીમ અર્જુન જેવા પતિદેવો, અને ભીષ્મ વિદુર વગેરે જેવા વડીલો હોવા છતા દ્રૌપદી બેહાલ સ્થિતિમા હતી તેવી રીતે હુ આજે આટલા સાથીઓની વચ્ચે પડયો છુ છતા એકલો બેહાલ સ્થિતિમા લાગુ છુ તેનુ મને દુ ખ નથી કારણ કે મારો મિત્ર સસારમા છે અને તે ઇશ્વર છે તે મારી પાછળ લાગ્યો છે હુ ભાગુ તોપણ તે મને છોડે એમ નથી અત્યારે તો હુ ઘોર સગ્રામમા પડયો છુ લોહીની નદીઓ વહેશે તોપણ લડવાની જે પ્રતિજ્ઞા છે તેમાથી પાછો હઠીશ નહી પછુ કદમ ભરતા પહેલા ભસ્મીભૂત થઈ જઈશ પણ મે સાથીઓ પાસેથી જે આશા રાખી હતી તે ફળી નહીં જેની મે આશા રાખી ન હતી તે કામ નદી ઓળગ્યા પછી જોયુ —ગે તો પહાડ જેવા હજારોનો વેપાર છોડી પિતા તથા ભાઈને છોડી આ ના છતા હજુ ફકીર નથી થયા મગફળી અને દૂધ જેવી નિર્માલ્ય ચીજનો પરિગ્રહ રાખી, મિત્રને આપી, તેને ફસાવ્યો તે જો ન આપ્યા હોત તો મિત્ર ન ફસાત પણ મારી મહાવ્યથાનો આરભ તો હવે થાય છે —એ મયુ " દૂધ નોગામાથી ની લેજો " — કહે કે " મને ગુપ્ત રીતે દૂધ

પીવાનુ કહ્યુ ' — કહે કે "ગુપ્ત રીતે પીવાનુ કહ્યુ જ નથી " અને મક્કમ રીતે બોલે છે હવે હુ કોને જૂઠો કહુ ? એક સરળ ચિત્તનો લક્ષાધિપતિ છે બીજો સરળ લાગતો ત્રેવીસ વર્ષનો જુવાન છે જેવો પાપી છુ તેવા મારા સાથી આવા પાપસમુદ્રમા ડૂબેલો હુ સામ્રાજ્યનો નાશ કરવા પેદા થયો છુ એમ કહેતા શરમાતો નથી આજના ગીતાના અધ્યાયમા અર્જુનને ભગવાન શુ કહે છે ? "તુ શુ કરે છે ? તુ તો નિમિત્તમાત્ર છે " એટલે જે નિશ્ચય થયો છે તેમાથી હુ પાછો હઠનારો નથી પણ હૃદય તો રડ્યા જ કરે છે આનાથી જે બચવા ઇચ્છે તે બચે, ને મને બચાવે જે આમા ન ચાની શકે તે ભાગી જાય એવાને હુ સાચા મિત્ર માનીશ પણ પોતાને અને મને ન છેતરશો જે નિયમો કર્યા છે તેનુ પાલન ન થાય તો જાઓ અને રહેવુ હોય તો સાચા બનો સભવ છે કે આપણે જ્યા પહોચવુ છે ત્યા પહોચીએ ત્યારે, ઇશ્વરકૃપા હોય તો, બધા સાચા થઈ ગયા હોઇએ અને મહાયજ્ઞને લાયક બની શકીએ પણ એટલુ ખચીત માનજો કે આપણે બધા શુદ્ધ નહીં થઇએ તો સફળતા નહીં મળે પણ ૮૦માથી ૮ પણ શુદ્ધ થઈ શકે શે તો સફળતા મળશે '

( ૩ ) ગાધીજીને ૧૯૪૪ના મે માસમા સરકારે છોડ્યા હુ તે પહેલા, ૨૨ મી એપ્રીલે, જેનમાથી છૂટ્યો મહિનાએકની અદર પાછા જેલમા ચાલ્યા જવાનો વિચાર હતો પણ ઘણા મિત્રોને થયુ કે હવે બાપુજી છૂટ્યા છે તો એમની સલાહ માગવી સારી મને આનાકાની થતી હતી, છતા હિંમત કરી ભાઇ કનુને લખ્યુ કે 'બાપુના દર્શન કરવા નહીં, પણ પાચ મીનીટની મુલાકાત મેળવીને, જેલ જવુ કે ન જવુ તે બાબત સલાહ લેવા આવવુ છે ' એટલામા છાપામા ખબર આવ્યા કે ગાધીજીએ ડાક્ટરોની સલાહથી પદર દિવસ માટે મૌન લીધુ છે બારે-દિવસ પછી મે ફરી લખ્યુ કે 'અમુક તારીખે શિવાભાઇ અને હુ

આવીએ છીએ.' ગાંધીજીએ કનુભાઈને કહ્યું: 'હમણાં ન આવે એવો તાર કરી દે.' પણ તાર પહોંચે એટલો સમય ન હતો, એટલે કહ્યું: 'તો ભલે આવે.' અમે ત્યાં પહોંચ્યા પછી કનુભાઈ પાસેથી આ હકીકત જાણી. સાયંપ્રાર્થના પૂરી થયા બાદ અમે ગાંધીજીને પ્રણામ કરવા ગયા. અમને બંનેને બરડામાં ધબ્બા માર્યા, અને કહ્યું: 'પ્યારેલાલ સાથે વાત કરી લેજો, અને મળવાની જરૂર પડે તો મને મળજો. જે બતાવવા જેવું છે તે બધું તમને બતાવશે. બીજે દિવસે બપોરે ચાર વાગે અમે જુહુ પહોંચ્યા, તે વેળા પ્યારેલાલ ગાંધીજી પાસે રોકાયેલા હતા. તેમને ગાંધીજીએ કહ્યું: 'જાઓ. એમને મળો ને વાતચીત કરો.' વાઇસરોય સાથે થયેલો પત્રવ્યવહાર પણ વંચાવજો.' આ હકીકત બીજા પાસેથી જાણી ત્યારે અમારાં હૃદયમાં અનેક ભાવ ઉત્પન્ન થયા, ને અમને થયું કે નાના કે [illegible] જુએ છે! પ્યારેલાલે

જવાનુ કહો છો તે બરાબર છે પણ જ્યા સુધી હુ બહાર છુ ત્યા સુધી તમે થોભી જજો સરકાર મને કયા સુધી બહાર રાખશે તેની ખબર નથી હુ પકડાઉ તો પછી તમને સૂઝે તે કરજો આઠમીના ઠરાવના છેલ્લા ભાગમા સ્પષ્ટ છે કે દરેક જણ પોતપોતાનો સરદાર છે ' આમ અડધો કલાક વાતો ચાલી નાનામા નાના માણસ પ્રત્યે ગાધીજી કેવો ભાવ રાખે છે એનો અમને તાજો ને સચોટ પુરાવો મળ્યો.

ભવાડા, ૧૨–૭–૪૫

## મહાબળેશ્વરમાં

**હેમંતકુમાર ગુણાભાઇ નીલકંઠ**

( ૧ ) આ સસ્મરણો ગયા એપ્રીલ–મે માસના છે એમા ગાધીજી સાથે થયેલી વાતચીતનુ શબ્દશ નિરૂપણ નથી, પણ તેમની વાણીનો ભાવાર્થ બને તેટલો જાળવવા પ્રયત્ન કર્યો છે અમે મુબઇથી મહાબળેશ્વર જવા માટે ડેક્કન ક્વીનમા પૂને ગયા તેવખતે ઉનાળાનો તાપ હતો ગાધીજીની પથારી ત્રીજા વર્ગના ડબાના જે ખૂણામા કરી હતી ત્યા બારી ન હોવાથી ઘામ લાગતો હતો આથી સુશીલાબહેનને ગાધીજીને પખો નાખવાનુ સૂઝ્યુ ગાધીજીના મન્ત્રીમડળમા શ્રી પ્યારેલાલજીના મદદનીશ તરીકે હુ થોડા જ દિવસ પર જોડાયો હોવાથી, ગાધીજી સાથે એક જ ડબામા મુસાફરી કરવાનો ને તેમના આટલા સહવાસમા આવવાનો મારે માટે એ પહેલો લહાવો હતો એટલે સ્વાભાવિક રીતે તેમની અગત સેવા કરવાનુ સદ્ભાગ્ય મને સાપડે એવી અતરની ઇચ્છા હતી તેથી મે સુશીલાબહેનને કહ્યુ ' તમારી ઇચ્છા થાય ત્યારે મને પખો આપજો, હુ નાખીશ ' તેમણે થોડા જ વખતમા મને પખો આપ્યો, અને એ વિશ્વવન્દ્ય વિભૂતિને

કલાક સવા કલાક સુધી પંખો નાખવાનો જીવનનો એક લહાવો મને મળ્યો શરીર નબળું હોવા છતાં મને બિલકુલ શ્રમ ન લાગ્યો, એટલું જ નહીં પણ તે વખતના આનન્દની સ્મૃતિ આજ પણ આનન્દ ઉપજાવે છે મારી આખી હલનચલનક્રિયા તથા મો પરના ભાવ જોઇને આખરે એક ભાઇએ હસતા હસતા મને કહ્યુ 'હેમંતકુમાર, તમે એવી રીતે પંખો નાખો છો કે મને હસવુ આવે છે ' 'કેમ, કેવી રીતે નાખું છું ?' 'જાણે મા બાળકને નાખતી હોય તેમ જરા પણ અટકયા વગર નાખ્યા જ કરો છો!' 'પણ મને એમા મજા પડે છે કદાચ કે થાક નથી લાગતો ' 'તો નાખો ' આમ પંખો નાખવાની, મને ખૂબ આનન્દ આપનારી, ક્રિયામા આ સૂરથી એક જાતનો સૂક્ષ્મ વિક્ષેપ તો પડયો જ આગગાડી તો ઝપાટાબંધ ચાલતી હતી, ને ઘોંઘાટ પણ કરતી હતી ગાંધીજી સામે બેઠા હતા ને અમારી વાતચીત લગભગ કાનમા જ થઇ હતી પણ આ એક નિસવાદી આનસમજની તેમને જાણે ખબર પડી ગઇ હોય તેમ એમણે અમારી વાતચીત પછી લગભગ તરત જ મને નિશાની કરી અને પંખો બંધ કરાવ્યો

( ૨ ) મારા એક આત્મનિષ્ઠ સ્વજનનું, મનને સંબોધીને લખેલું, સમર્થ સ્વામી રામદાસના મરાઠી 'મનાચે શ્લોક'ની જેમ ભુજંગી છંદમા જ રચેલુ પણ મૌલિક એવુ, 'મનને' નામનુ કાવ્ય સસ્તુ સાહિત્ય કાર્યાલયે પ્રસિદ્ધ કર્યું છે ગાંધીજી તે વાંચે ને કંઇક અભિપ્રાય આપે એવી મારી ઇચ્છા હતી આમ તો એમને ફુરસદ કયારે મળે ? તેમ છતા અનુકૂળ સંજોગ આવતા મે તેમને ચરણે એ પુસ્તિકા ધરી, અને કહ્યુ 'આપને આ ગમશે તો આ જ લેખકના બીજા કાવ્યપુસ્તકો "જીવનપગલે", "હૃદયોદ્ગાર" વગેરે છે તે હુ આપને બતાવીશ ' તેમણે જમતી વખતે એકમે બહેનો પાસે ગવરાવીને બેએક દિવસમા

'મનને' પૂરું સાભળ્યું. એમને એમાના વિચારો ઘણા સારા લાગ્યા, અને બીજા પ્રકાશનો બતાવવાનું કહ્યું, પણ 'મનને' ના સંગીતે એમના ઉપર અસર ન કરી તે પણ જણાવ્યુ

'પણ, બાપુ, આપની આગળ વાચનારા બહેનને (તે વિદ્યાર્થિની છે) ભુજંગી છંદ બગબર ગાતા આવડતો નહોતો, તેથી પણ આપને આમ લાગ્યુ હોય'

'હોય તો તમે એકવાર મારી આગળ ગાઇ જજોને પણ જુઓ, હુ ઝટ પલળુ એવો નથી. એકવાર હુ શાન્તિનિકેતન ગયો હતો. આમ તો કવિ એમના ઓરડામા જ કે પ્રાર્થનાભૂમિ પર જ ગાય પણ મારા કહેવાથી એકવાર તેમણે મેદાનમા ગાયુ હતુ. ચાંદની હતી ખુલ્લુ મેદાન હતુ. એકાન્ત હતું. અને કવિએ તો પોતાનુ જ ભજન "અતર મમ વિકસિત કર" ગાયું. મહાદેવ તો કવિ એ તો ઊછળ્યા પણ હુ? હું તો "મારા અતરનો વિકાસ કર" એમ અર્થ સમજી સમજીને જેટલું લઇ શકાય તેટલુ લેતો હતો'

મે કહ્યુ 'માતાથી પણ સગીતની—એના એકલા સંગીતની—કદર નથી થઇ શકતી પહેલા તો કઇક સૂર પણ હતી રમણભાઇને[1] પણ કદર નહોતી એવો મને ખ્યાલ છે.'

ગાધીજીને નવાઈ લાગી 'એમ? એમને પણ સૂર હતી?'

'ના, સૂર તો નહી. પણ તેઓ કદી ગાતા નહી. અને એમની દીકરીઓમા જે સગીતની શક્તિ છે તે તો ભોળાનાથભાઇના કુટુંબમાથી ઊતરી આવી છે.'

(૩) એક દિવસ સવારના વાતવાતમા સ્ટ્રીવાસરને કહ્યું:

[1] સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ.—સપાદક

'આજે —નો તાર હમણા આવ્યો છે ' થોડી જ વારમા એક બહેન મારી પાસે આવ્યા ને કહે 'બાપુ તમને બોલાવે છે '. હુ તરત જ ઊઠીને ગાધીજી પાસે ગયો તેમના મો પર આનન્દ અને પ્રકાશ સ્પષ્ટ હતા 'હેમતકુમાર, આ કેવુ ?' 'શુ, બાપુ ?' 'આ તાર લખનાર કોણ છે તે કઈ યાદ આવતુ નહોતુ (તારમા સહી હતી, પણ એ વ્યક્તિનો સ્મરણપરિચય એમના મનમા જાગતો નહોતો) પણ જેવુ તમારુ નામ દીધુ, તમને બોલાવ્યા, કે તરત જ વીજળીના ઝબકારાની માફક એ બધુ જાગી ઊઠ્યુ !' આ શબ્દો એવા ભાવપૂર્વક, એવા આનન્દથી બોલાયા હતા કે મને તો તેમને ભક્તિભાવપૂર્વક નમીને પ્રણામ કરવાનુ જ યોગ્ય લાગ્યુ

(૪) 'Lead, Kindly Light' ના ગુજરાતી રૂપાન્તર બાબત પણ નવુ જાણવાનુ મળ્યુ એમણે એ ગીતનું ભાવાત્મક રૂપાન્તર કરવાનુ ચાર જાણીતા સાક્ષરોને સોપ્યુ હતુ. તેમા લેડી વિદ્યાબહેન પણ હતા એમની પાસે હજુ પણ એ ભાવાન્તર છે તે ગાધીજીને 'ઠીક, ચાલે,' એવુ લાગ્યુ હતુ પણ 'પ્રેમળ જ્યોતિ' એમને વધારે પસદ પડવાથી તે જ પ્રસિદ્ધિમા આવ્યુ. સદ્‌ગત નરસિહરાવભાઈ પહેલા નો એમના કઈક વિરોધી હતા, પણ ગાધીજીના નિરપેક્ષ પ્રેમને પરિણામે પાછળથી એમના પ્રશસક બન્યા હતા, એની પણ એ વાતચીત દરમ્યાન ખબર પડી

(૫) પણ સૌથી વધારે પ્રેમભર્યું અને હૃદયના આભારભર્યું સસ્મરણ તો આ છે દોઢ મહિનો એમની સેનામા કામ કર્યા બાદ હુ કેટલાક મુરબ્બીઓ સાથે પ્રતાપગઢ જોવા ચડ્યો ત્યા અફઝુલખાનનો વધ થયો, અને મારી શરીરશક્તિને લાબી મૂર્છા મળી એવો થાક લાગ્યો કે થોડોક તાવ આવ્યો, ને પરિણામે, દોઢ માસના કામ પછી બે મહિના

ઉપરાંતથી આરામ નઉ છુ આથી ગાધીજી જ્યારે સીમને જવા મુબઇમા થોભ્યા ત્યારે હુ તેમને મળવા ગયો મારો તો નિશ્ચય હતો કે આટલા લાગ્ા આરામની જરૂર હોવાથી એમને કહી દેવુ કે ' તબિયત સારી કયારે થશે તેની ખબર નથી માટે આપ મારે બદલે કોઈ બીજાની વ્યવસ્થા કરી લેશો ' આ શબ્દો લગભગ ગોખતો ગોખતો એમની પાસે ગયો ને એમને પગે લાગ્યો જેવો ઊભો થયો કે તરત તેમણે જ પૂછ્યુ ' તબિયત કેમ છે ? ' ' જોઇએ તેવી નથી થઇ ' તેમણે કહ્યુ ' જેટલો આરામ લેવો હોય તેટલો લો પણ ખબરદાર જો મારી પાસે આવ્યા પછી ફરીવાર માદા પડયા છો તો ' એમની સાથે થોડા જ વખતનો સ સર્ગ થયો હોવા છતા એમના નિ સીમ પ્રેમનુ અને બીજાને વિવેનો એમની સભાળ તથા કાળજીનુ જે દર્શન આવી રીતે થયુ તેનુ સુખ તો તેના પ્રસગના અનુભવી જ સમજી શકે

બાર, ૨૨–૭ ૪૫

## હરિજનસેવાને અંગે

**પરીક્ષિતલાલ લ૦ુભાઇ મજમુદાર**

(૧) ૧૯૩૨ના ગાધીજીના ઉપવાસ પછી યરવડા જેલના દરવાજા હરિજનસેવકો માટે ખુલ્લા થયા હતા ગુજરાત કાઠિયાવાડની હરિજન પ્રવૃત્તિને અગે તેમની સલાહ લેવા શ્રી નાનાભાઈ ભટ સાથે હુ ગયો હતો પ્રખ્યાત આબાના ઝાડ નીચે વાતો ચાલતી હતી તે વખતે જેલના એક અમલદાર પણ આવીને બેઠેલા હતા પાસે નાની સગડી પર ગાધીજી માટે એક કેદી બરદાસી પાણી ગરમ કરતો હતો પાણી પૂરતુ તપી ગયેલ તેણે સગડી પરથી વાસણ ઉતારી લીધુ પણ નાની સગડીમા થોડા જ કોલસા

બળતા ગાધીજીએ દીઠા, એટલે નાગના વાતમા વિક્ષેપ પાડી બરદાસીને સગડી હોલની નાખવાની સૂચના કરી જેન અમનદારે મજાક કરીને કહ્યુ ‘ કોલસા સરકારી છે આપ તેની આગલી ચિન્તા શા માટે કરો છો ? ’ ગાધીજીએ તરત જ ઉત્તર આપ્યો ‘ ના, એ તો જાહેર પ્રજાના નાણાંના કોલસા છે ’

( ૨ ) ૧૯૩૪મા હરિજન યાત્રા દરમ્યાન એકવાર ત્રીજા વર્ગના ડબામા ગાધીજીની સાથે ફરતી એક નાની બાળાએ મને પૂછ્યુ ‘ મારી કેટલી ટિકિટ લીધી છે ? ’ મે કહ્યુ ‘ અડધી ’ બાળાની ઉમર બાર વરસ ઉપરની હશે તે વાત મારા ધ્યાન બહાર ગઇ હતી તરત જ ગાધીજીએ સૂચના આપી ‘ હવે પછીને મોટે સ્ટેશને બાકીની અડધી ટિકિટના નાણા ચૂકવી દેજો ’

( ૩ ) ૧૯૪૪મા એક હરિજન ભાઇના કેસને અગે ગાધીજીની સલાહ લેવાની મને તક મળી મે કહ્યુ ‘ શુદ્ધ સત્યને વળગી રહીએ તો કેસ અગળ ચલાવીને જિતાડવાની આશા વકીલો આપતા નથી ’ ગાધીજી કહે ‘ ભાઇ સત્યને ભોગે તો, આપણે ફાસીએ લટકતા હોઇએ તેમાથી પણ બચવાનો પ્રયત્ન ન કરીએ ’

( ૪ ) હરિજન યાત્રાના દિવસોમા ગાધીજીને એકવાર માથાના વાળ કપાવવાના હતા કપાતા વાળને પથારી પર એકઠા કરવાના ઉદ્દેશથી મારી પાસે છાપુ માગ્યુ મે ભૂલથી એમ માન્યુ કે હજામત ચાલુ હોય તે દરમ્યાન તાજા છાપા પર નજર નાખવાની તેમની ઇચ્છા હશે તેથી મે તે દિવસનુ છાપુ આપ્યુ ગાધીજીને મૌન હતુ, એટલે તે છાપા પર તેમણે વાળ પડવા તો દીધા પણ હજામતને અન્તે મને લેખી સૂચના આપી કે ‘ વાળ યોગ્ય જગાએ નાખી દેવા, છાપુ ખખેરી નાખવુ, અને પછી યોગ્ય જગાએ મૂકી દેવુ. ’

(૫) એક સેવાગ્રામનિવાસી અને ગાંધીજીના નિકટના સાથીના લગ્ન પ્રસંગે ગાંધીજીના એક ધનિક મિત્રે વરરાજાને કીમતી ઘરેણું ભેટ આપવા માંડ્યું. વરે તે લેવાની ના પાડતા પેલા ધનિક ગાંધીજી પાસે રાવ ખાવા આવ્યા કે 'આ યુવાન ભાઈ વિવેક કરે છે ને ઘરેણું લેતા નથી.' ગાંધીજીએ તપાસ કરી, ને ઘરેણું જોવા માગ્યું. જોઈને તે વખાણ્યું તો ખરું. પણ વરરાજા પોતાની સંમતિ સિવાય ભેટ ન લઈ શકે એ વાતનું સમર્થન કર્યું. વાત પૂરી થઈ એમ માની ધનિકે ગાંધીજી પાસેથી ઘરેણું લઈ લેવા માંડ્યું. ગાંધીજી કહે 'અરે, પણ એ તો હવે હરિજનનું થઈ ગયું. તમને ન મળે.' પેલા ભાઈ એકદમ જવાબ ન દઈ શક્યા, પણ ગાંધીજી પાસે તે રહેવા દઈ, સંમતિ બતાવી, વંદન કરી ચાલતા થયા. પાછળથી ગાંધીજીએ કહાવ્યું કે 'હવે ઘરેણું લઈ જાઓ, પણ તેની કિંમત જેટલા નાણાં હરિજન ફાળા માટે મોકલી આપજો.' બીજે દિવસે પેલા ગૃહસ્થે ઘરેણાની કિંમત કરતાં વધારે રકમનો ચેક મોકલી આપ્યો.

(૬) ૧૯૩૪માં હરિજન યાત્રાના દિવસોમાં એક સાંજે એક મોટે સ્ટેશનેથી ગાડીએ બેસતાં લોકોનું મોટું ટોળું ગાંધીજીના ડબ્બાને ઘેરી વળ્યું. ગાંધીજી હરિજન ફાળા માટે હાથ લાંબો કરી નાણાં ઉઘરાવે. નાણાં મળતાં જાય તેમ અંદર બેઠેલાઓને આપતા જાય ને ફરી હાથ લંબાવે. ટોળામાંથી કોઈ દાતાએ રૂા. પચાસની નોટો ગાંધીજીને આપી. પણ ગાંધીજી એ નાણાં અંદર આપવા હાથ ખેંચે તે દરમ્યાન ભીડ વધી ગઈ અને હાથમાંની નોટો અંદર ડબ્બામાં બેઠેલા સાથીઓ પૈકી કોઈએ લીધી કે બહારથી કોઈએ ખેંચી લીધી એ બાબત શંકા પડી. ગાડી ઊપડ્યા પછી એ ભૂલ શોધવા પ્રયત્ન કર્યો. આ ભૂલ બને તો શોધી જ કાઢવી એવો ગાંધીજીનો આગ્રહ. આખરે ગતે એક વાગે શંકાનું નિવારણ થતાં વિના તે દિવસનો ભોજન બંધ કરવો પડ્યો.

(૭) દરેક સ્ટેશને મળેલા નાણાનુ સિક્કાવાર ને નોટવાર પૃથક્કરણ કરીને હિસાબ ચોપડીમા નોધવો એવો શિરસ્તો હતો એક સ્ટેશનથી બીજા સ્ટેશન સુધીમા કામ પતી જાય તો થોડો આરામ મળે એક દિવસ પરોઢિયે ગાધીજી ચાલુ ગાડીએ સર પ્રભાશ કર પટ્ટણીએ ઉપયોગ માટે આપેના સલૂનમા બત્તીથી વાચતા હતા અમે સહુ પાછલે સ્ટેશને આવેલા નાણાનો હિસાબ પૂરો કરી નવુ સ્ટેશન આવવાની રાહ જોતા નવરા બેઠા હતા ગાધીજી એકાએક પુસ્તક છોડી હાજત માટે ઊઠ્યા, અને થોડા ડગલા ચાલ્યા પછી, પેલી બત્તી ચાલુ રહી ગઇ એ ખ્યાલ આવતાથી, પાછા ફરી જાતે બત્તી બધ કરી ફરી આગળ વધ્યા અમે બધા નવરા બેઠેલા, પણ તેમણે આવુ નાનકડુ કામ પણ જાતે જ કર્યું ।

સાબરમતી, ૨-૮-૪૫

## માંદગી કેમ ફળી

ઉત્તમચદ દીપચંદ શાહ

(૧) માણસ માંદો પડે ત્યારે સામાન્ય રીતે નિવાતાને દોષ દે છે પણ મને તો માદગી મારા જીવનમા આશીર્વાદરૂપ થઈ માદગીએ મને ગાધીજીનો પરિચય કરાવ્યો ૧૯૨૫ મા હુ ગભીર માદગીમા સપડાયો ડાક્ટરોને ક્ષયના ચિહ્ન દેખાયા મિત્રોએ ઉનાળો આબુ પર ગાળવાની સલાહ આપી તે પ્રમાણે હુ બારડોલીથી આબુ જવા નીકળ્યો વચ્ચે સાબરમતી આશ્રમમા એક રાત ગાળવાનુ ઠરેલુ આશ્રમમા સાજની પ્રાર્થના પછી ગાધીજી નિવાસસ્થાનના આગણામા ખાટલા પર આડા પડ્યા હતા ત્યા, એમને સહેજ મળવાના જ ઇરાદાથી હુ ચાલતો ગયો એમના [illegible] ી ખાઇને ક્ષા ો થઈ ગયો થોડી મિનિટે

ભાન આવ્યુ તે પછી ગાધીજીએ મને વીગતથી પૂછપરછ કરી. મારો આબુ જવાનો વિચાર હસી કાઢયો, ને કહ્યુ 'આમા સ્થળ કરતા સારવાર માણસને સાજો કરે છે. તમારી વાત પરથી સમજાય છે કે કોઈ અનુભવી માણસ તમારી સાથે નથી માટે આબુ જવાનુ માંડીવાળો, ને અહી જ રહી જાઓ.' તે વખતે ઝાઝો વિચાર કરી શકાય તેની મારી સ્થિતિ નહોતી હુ તો આશ્રમમા જ રહી પડયો પછી તો ગાધીજીએ કેવા ઉત્સાહથી મારી સભાળ રાખી તે જોઇ હુ છક થઈ ગયો એમના ફરવા જવાના રસ્તા પર મને રહેવાનુ મળેલુ સાયપ્રાર્થના પહેલા નિયમિત ફરવા જાય, ને પાછા વળતા રોજ મારી પાસે આવે વીગતવાર મારી ખબર પૂછે જીભ જુએ ઝાડો તપાસે તે પરથી મારે કયો ખોરાક લેવો, કેટલો ઓછો કરવો, તેની સૂચના આપે મારી સેવા કરનારની પણ કસોટી કરે એકવાર મારી પત્નીને પૂછ્યુ 'સાબુચોખાની કાજી શી રીતે તૈયાર કરો છો તે કહો જોઉ' મારી પત્ની કહે 'સાબુચોખા સાફ કરી, દૂધમા નાખી, તે ચઢી જાય ત્યા સુધી દૂધ ગરમ કરુ છુ' આટલુ કહીને પછી જાય કયા? તરત જ ગાધીજીએ કાન પકડયો, ને બધાને હસવાનુ મળ્યુ પછી કહે 'પહેલા સાબુચોખા થોડા પાણીમા ચડાવવા, અને પછી તેમા દૂધ નાખી ગરમ કરવુ, જેથી દૂધને જરૂર કરતા વધારે ચૂલા પર ન રાખવુ પડે. દૂધમા જ સાબુચોખા ચડાવવામા આવે તો એ કઠેલુ દૂધ માંદા માણસ માટે તો નુકસાનકારક થઈ જાય' પછી તો સવારમા કટિસ્નાન, માથે અને પેડુ પર માટીના પાટા, ખોરાકમા દૂધ અને ફળ, વગેરે કુદરતી ઉપચારો ચાલ્યા શરૂઆતમા મારુ શરીર સુધરે છે કે બગડતુ જાય છે એની કઈ ખબર ન પડે પણ ગાધીજી કહે 'તમે સાજા થઇ જ જવાના છો' પછી તો તાવનબર આવ્યા અને મને મારા દર્દને અગે પુસ્તકો વાચવાના મળ્યા એ વાચતે મને ધીમે ધીમે દરદીને બદલે મારા દર્દનો

અભ્યાસી વિદ્યાર્થી બનાવી દીધો. મારે કેમ સાજા થવું એ હું પોતે થોડુંઘણું જાણતો થઈ ગયો. મારાં ખોરાક, કસરત વગેરેનું નિયમન હું પોતે કરતો થઈ ગયો. હું આવ્યો હતો સામાન્ય દર્દી તરીકે. તેમાંથી મને જાણે એવી સમજ આવી ગઈ કે મારા જેવું દર્દ જેને થયું હોય તેને હું ઉપયોગી સલાહસૂચના આપી શકું. આમ ગાંધીજી માણસને સમજપૂર્વક કામ કરતો કરી મૂકે છે એ રીતે તેઓ ખરા કેળવણીકાર છે. શરૂઆતના દિવસોમાં દરરોજ સાંજની પ્રાર્થના પહેલાં મારી પાસે આવે, અને પછી પ્રાર્થનામાં પહોંચવા માટે એમને દોડવું પડે હુ કહુ: 'બાપુજી, આપ આમ તકલીફ ન લો. મને ઠીક છે. અને એવું કંઈ હશે તો હું આપને ખબર મોકલીશ.' પણ તેઓ શાના માને? જાતે આવીને મારી ખબર પૂછે, અને ઘડિયાળ પર નજર પડે કે 'હવે હું ભાગું?' એમ કહી ઝપાટાબંધ દોડીને પ્રાર્થનામાં પહોંચે. થોડા દિવસમા એમને દિલ્હી જવાનું થયું. આગલી સાંજે નિયમ પ્રમાણે આવ્યા ને કહેવા લાગ્યા: 'ઉત્તમચંદ, હું તો કાલે દિલ્હી જવાનો છું. એટલે તમારી રજા લેવી પડશે.-અને તમને તો હવે સારું થઈ જવાનું છે.' મને થયું કે એમાં વળી મારી રજા શી લેવાની? આટલાં કામોના ઢગલામાં મારી ચિન્તાનો ભાર એમણે શા માટે રાખવો જોઈએ? મેં કહ્યું: 'બાપુજી, હું સાજો થઈ જવાનો છું એની મને ખાતરી થઈ ગઈ છે.' ગાંધીજી કહે: 'બસ, બસ, બરાબર છે. પછી એમણે મને 'ઑટોસજેશન'-ની વાત કરી. આમ કરતાં છથી આઠ મહિનાના કાળજીભર્યા પ્રયત્નથી હું સાજો થયો. ગાંધીજીની નજીક રહેવાનું સદ્ભાગ્ય મને ન મળ્યું હોત તો મારું ઠેકાણું પડત કે કેમ એ વિષે મને શંકા છે સહેજ સાજો થઈને જરા આમતેમ હું એકવાર ફરતો હતો એવામાં ગાંધીજી મને સામા મળ્યા. એટલે તરત હસતાં હસતાં કહે: 'કેમ, ચાલો, આવી જવું છે?'

એમ કહી જાણે બાય ઊંચે ચડાવતા હોય એવો અભિનય કરી આહ્‌વાન આપવા લાગ્યા !

( ૨ ) એ જ અરસામાં આશ્રમમાં એક ભાઈને ઍપેન્ડીસાઇટીસ થયું. એ ખબર પડતાં ગાંધીજી તેમની પાસે આવ્યા, ને સલાહ આપી કે 'અમદાવાદમાં ડૉ હરિભાઈ દેસાઈ પાસે ઑપરેશન કરાવવું' ડૉ દેસાઈ ઑપરેશનના કામમાં બહુ કુશળ ને પ્રસિદ્ધ છે પણ પેલા ભાઈને તો મુંબઈમાં ડૉ દલાલ પાસે ઑપરેશન કરાવવા જવું હતું એમણે એ વાત ગાંધીજી પાસે કરી, ને કહ્યું 'દેવદાસભાઈનું ઑપરેશન પણ હમણાં થોડા વખત પર ડૉ દલાલ પાસે જ કરાવ્યું હતું ને! તો મને પણ ત્યાં જ લઈ જવો જોઈએ ' ગાંધીજી તો વિચારમાં પડી ગયા પછી કહે 'પણ આપણે તો ગરીબ એટલે આપણી નજીકમાં જે કોઈ ડાક્ટર મળી જાય તેનાથી ચલાવીએ તો જ આપણે શોભીએ મારું ચાલે તો આપણે ગંગાબહેનની પડીકીથી ચલાવીએ વળી ડૉ દેસાઈ આપણે માટે લાગણી રાખી આવે છે, તો ભલે એમની પાસે જઈએ અને દેવદાસનું તમે કહો છો, તે મેં ક્યાં દેવદાસ માટે મુંબઈની ગોઠવણ કરેલી ? એ તો દિલ્હીથી દેવદાસ એની મેળે ત્યાં ગયો, ને એણે વ્યવસ્થા કરી* તમે કહો છો એ રીતે આપણે વિચાર કરીએ, તો પછી ગરીબાઈની વાત છોડવી જોઈએ ' આમ ગાંધીજી તો દલીલ કરતા રહ્યા પેલા ભાઈ આશ્રમમાં ન હોત તો કદાચ ડૉ દેસાઈ પાસે પણ એમને જવાનું બની શકત કે કેમ તેની શંકા હતી. મને એમની માગણી બહુ અનુચિત ને વધારેપડતી લાગતી હતી પણ ગાંધીજીએ તો જરા પણ અકળાયા વિના

* દેવદાસના ઑપરેશન વખતે કે તે પછી એને અંગે ગાંધીજી સાબરમતીથી મુંબઈ ગયેલા સુદ્ધાં નહીં ઑપરેશન થતાં દેવદાસને ઘાત ગયેલી એ ખબર ગાંધીજીને તારથી આપવામાં આવી હતી —સંપાદક

આગળ ચલાવ્યું 'ઉત્તમચંદ, હું આમને કેવી રીતે સમજાવી શકું ? આપણને સ્વેચ્છાએ ગરીબાઈ સ્વીકારનારને તો આપણી પાસે જે સહજ રીતે મળી આવે તેનાથી ચલાવવાનું રહ્યું દક્ષિણ આફ્રિકાની મારી વાત કહું દેવદાસનો જન્મ થવાનો બાને દુઃખ ઊપડ્યું કોઈ ડાક્ટર નજીકમાં મળે નહી, અને દૂરથી ઝટ બોલાવી શકાય એમ પણ નહોતું એટલે મે મારે હાથે દેવદાસને જન્મ કરાવ્યો એમ ડાક્ટરને શોધતા ફરીએ તો આપણ કેમ ચાલે ? છેવટે પેલા ભાઇએ ડૉ દેસાઈ પાસે ઑપરેશન કરાવવાનું કબૂલ કર્યું ઑપરેશન સફળ થયું, ને એ ભાઇ થોડા દિવસમાં સાજા સાજા થઈ ગયા

( ૩ ) ૧૯૩૮મા ગાંધીજીએ બારડોલી આશ્રમમા થોડો વખત ગાળેલો ત્યારનો આ પ્રસંગ છે ગાંધીજીની મંડળીમા આવેલા બહેન શારદાની સગાઇ સુરતના કાર્યકર્તા શ્રી ગોરધનદાસ ચોખાવાળા સાથે ત્યા જાહેર કરવામા આવી ગાંધીજી, સરદાર વલ્લભભાઇ, દક્ષિણ આફ્રિકાવાળા મિ કેલનબૅક તેમજ બીજા ઘણાની હાજરીમા પૂ કસ્તુરબાએ શ્રી ચોખાવાળાને કુંકુમથી ચાંલ્લો કર્યો આ પ્રમાણે વિવાહનો બધો વિધિ થઇ રહ્યા પછી મિ કેલનબેક એકદમ ઊઠ્યા અને તેમણે ચોખાવાળાને ખૂબ ઉત્સાહથી હાથ પકડી અભિનન્દન આપ્યા મિ કેલનબૅક તો આજન્મ અવિવાહિત હતા એટલે સરદારશ્રીએ તરત જ સૂચક ટકોર કરી કે 'આમા તમને શાનો આટલો બધો ઉમંગ આવે છે ? તમે તો કુંવારા છો !' ગાંધીજી અને બીજા સહુ હસી પડ્યા પણ મિ કેલનબૅક કઈ પાછા પડે તેમ નહોતા એમણે હસતા હસતા કહ્યું 'પણ ! એવો રહ્યો એ તો આ માણસને ( ગાંધીજી તરફ હાથ કરીને ) પાપે ' એમને બધી મંડળીને વધારે હસવાનું મળ્યું, અને રંગનું વાતાવરણ જામ્યું સહુની નજર ગાંધીજી તરફ વળી ગાંધીજીએ આખરી ફેંસલો આપ્યો, ને

ખૂબ હસતા હસતા ઉમેર્યું કે 'તેથી તો આવા સબન્ધો બાંધી એ પાપનું પ્રાયશ્ચિત્ત કરું છું !'

(૪) બારડોલીથી ગાંધીજીનો મુકામ સેગાંવ ગયો, તે પછી થોડા જ દિવસમાં ભાઈ ચોખાવાળાના લગ્નનું મુહૂર્ત નક્કી થયું ગાંધીજીએ સેવાગ્રામથી ચોખાવાળાને કાગળ (અથવા કહો કે કંકોતરી) લખ્યો કે 'આવજો એકલા, ને મોકલીશું એકલા' સીધું ને સરળતાથી ઉકેલી નાખવાનું આવું પત્તુ જોઈ કોઈને નવાઈ લાગે પણ એમની પાસે બધા કામકાજ એમ જ ઉકેલાય છે ચોખાવાળાને એકલા જવાનું રુચ્યું નહીં એટલે અમે સાતેક મિત્ર જાનૈયા બનીને એમની સાથે ગયા એમાં ભાઈ હરિદત્ત અને રોહિણીબહેન પણ હતા ગાંધીજીને ખબર પડી કે આ તો સાત જણ આવ્યા એટલે અમને જોઈ વિનોદ કરવા માંડ્યો 'ઓહો, આ તો સપ્તર્ષિ આવ્યા !' હરિદત્ત સ્વભાવે ગમતી એટલે એમણે ગમ્મત કરી કે 'બાપુ, વરરાજા એકલા જ નથી પણ અરુંધતી (રોહિણી) પણ સાથે છે' આમ વિનોદ તો ચાલ્યો પણ અમને નોટીસ મળી કે બપોરે ત્રણને ટકોરે લગ્ન થશે, તે પહેલાં અમારે સહુએ નાહી ધોઈ ખાઈ પરવારીને તૈયાર રહેવું સાથે અમને એ પણ ખબર પડી ગઈ કે આજે સાંજે જ આપણને વિદાય મળી જશે રાત રહેવાનો સવાલ જ નહોતો જોકે અમે તો રહેવાની તૈયારી કરીને ગયેલા ! આશ્રમની નજીકના ખેતરમાં જમરૂખીના ઝાડની ઘટા નીચે કેળના ચાર નાના રોપા ઊભા કરી લગ્નમંડપ સજાયો હતો આંબા ને આસોપાલવના તોરણ શુભ પ્રસંગ છે એમ સૂચવતા હતા તે દિવસે ગાંધીજી દેશી રાજ્યોના પ્રશ્નો પર ગંભીર વિચારણા ચલાવી રહ્યા હતા, અને તેને માટે દૂરદૂરથી માણસો એમને મળવા આવ્યા હતા બધી મસલત એમની ઝૂંપડીમાં ચાલતી હતી ત્રણમાં બે મિનિટ બાકી રહી ને ગાંધીજી ઊઠ્યા રાજકુમારીબહેન અને વિજયાબહેન

સાથે બરાબર ત્રણને ટકોરે લગ્નમંડપમાં આવી પહોંચ્યા; ને એક પિતાની શ્રદ્ધાથી લગ્નનો પ્રસંગ પાર ઉતાર્યો. બરાબર ૪૫ મિનિટમાં બધું પૂરું થયું. વિધિ પૂરો થયા પછી જ્યારે નવદંપતી ગાંધીજીને પગે લાગવા ગયાં ત્યારે ગાંધીજીના ધબ્બાથી એમના બરડા લાલચોળ થયા; અને જોડકાંના છેડા તેમણે એવા જોરથી બાંધ્યા કે એ બંધ જીવનભર કદી છૂટે જ નહીં. ગામલોક બધું જોવા આવ્યું હતું. તેમાં શરણાઇ ઢોલવાળા પોતાના ઉમંગથી આવ્યા હતા. તેમણે પોતાનાં ઢોલ શરણાઇ વગાડવા દેવાની રજા માગી. ગાંધીજી કહેઃ 'થવા દો ત્યારે.'. જાનૈયા ને બીજા મહેમાનોને આ મંગળ પ્રસંગે શેરડીનો રસ અને ગોળ ને મગફળી મળ્યાં. ગાંધીજી તો આ કામ આટોપી, તરત જ એમની કુટીરમાં જઈ ગંભીર મન્ત્રણાઓમાં ડૂબી ગયા.

સાબરમતી, ૨-૮-૪૫

## ગાંધીજીના 'ગુરુ'

કિશનસિંહ ચાવડા

ગાંધીજી અત્યારે પંચગનીમાં જે બંગલામાં રહે છે તેનું 'દિલકુશા' નામ સાર્થક છે. તેમણે પોતાને માટે જે ઓશરી પસંદ કરી છે તે બંગલાનો સર્વથી સુન્દર ભાગ છે. જે ચિત્રમય અને સુરમ્ય દૃશ્ય અહીંથી દેખાય છે તે સાચે જ હૃદયનાં કમાડ ઉઘાડી નાંખે છે. પૂર્વ તરફની ઊંડી અને વિશાળ ખીણમાં પથરાયેલી સુન્દર હરિયાળી આંખોને ઠારનારી છે. દૂર ખીણને એક છેડે સુખી માણસના અંતઃકરણ સમું એક નાનું ગામડું શાન્ત પડ્યું છે. બીજી તરફ કોઇ પરમહંસના જીવનપ્રવાહ જેવું એક ઝરણું વહી રહ્યું છે—શાન્ત અને બેપરવા. અને દૃષ્ટિને આવરી લેતી

પશ્ચિમ ઘાટની પર્વતમાળા સામે સૂતી છે આ બધુ શાન્ત અને નીતર્યું સૌન્દર્ય આંખ અને હૈયાને સ્વાભાવિક શાન્તિ આપે છે અત્યારે પચગીમા સખત અને સતત વરસાદ પડે છે પરંતુ ગાંધીજી સાથે થોડા દિવસ રહેનારને પણ એ અનુભવ તો થાય છે કે તેઓ જે આરામ અને શાન્તિ માટે અહીં આવ્યા છે તે એમને મળે છે ગાંધીજી સાથેની વાતચીત અને ચર્ચા દરમ્યાન માણસ એમા એટલો બધો ગરકાવ હોય છે, ગાંધીજીની વિભૂતિથી એટલો બધો મુગ્ધ હોય છે, કે એને ત્યાની આસપાસની પરિસ્થિતિનું ભાન ઓછુ હોય છે મને જ્યારે ગાંધીજીએ બોલાવ્યો ત્યારે એમને માટે જમવાની તૈયારી થતી હતી મને એકાન્ત મળે એ હેતુથી એમણે રાજાજી અને પ્યારેલાલને જમવા મોકલ્યા, અને રોજના જમાડનાર દુર્ગાબહેનને પણ વિદાય કર્યાં એને અમારી વાતચીત દરમ્યાન ગાંધીજીને જમાડવાનુ સુભાગ્ય મને સાંપડયુ એ વખતે એમના મેજ પરની એક વસ્તુએ મારુ ધ્યાન ખેચ્યુ હતુ તો એ માત્ર એક કાચનુ રમકડુ મે એને પહેલા જોયુ પણ હતુ બીજે ઠેકાણે એણે કોઇનુ ધ્યાન પણ આકર્ષ્યું ન હોત એ રમકડુ ત્રણ વાદરાનુ હતુ ત્રણે વાદરા એકબીજાની અડોઅડ બેઠા હતા પહેલા વાદરાએ બને હાથ વડે પોતાનુ મોઢુ ઢાક્યુ હતુ બીજાએ બે હાથે બે આખો બધ કરી હતી ત્રીજાએ પોતાના બને કાન દબાવી દીધા હતા ગાંધીજી લગભગ જમી રહેવા આવ્યા હતા, અને અમારી મુલાકાતનો અન્ત આવતો હતો એમના મેજ પર એ રમકડુ જોઇને એના ઉપયોગિતા ને ઔચિત્ય વિષે એમને પૂછી જોવાની આતુરતા હુ રોકી ન શક્યો એ રમકડાનો જે સામાન્ય અર્થ થાય છે તેના ખાતર એને અહીં સ્થાન મળ્યુ છે, કે ગાંધીજીને મન એનુ કઇ વિશેષ મહત્ત્વ છે? મારાથી ન રહેવાયુ, એટલે મે પૂછ્યુ

‘બાપુ, આ રમકડુ કેમ મેજ પર રાખ્યુ છે?’

તેઓ કોઇ ગંભીર પ્રશ્નનો ઉત્તર આપતા હોય તેમ બોલ્યા 'એ મારા ગુરુઓ છે '

ગાધીજી પાસેથી ગમે તેવુ આશ્ચર્ય સાભળવા હુ ટેવાયેલો છુ એટલે આ જવાબથી મને આચકો ન લાગ્યો પણ એ રમકડા વિષેનુ એમનુ દષ્ટિબિન્દુ જાણવાની મારી ઉત્કટતા એથી વધુ જાગ્રત થઇ મારા ચહેરા પર જિજ્ઞાસાનો એ સ્પષ્ટ ભાવ નીરખી એમણે કહ્યુ 'આજે તો મને બરાબર યાદ નથી, પણ ઘણુ કરીને આ વસ્તુ લાબા વખત પહેલા એક ચીનીએ સેવાગ્રામમા મહાદેવને આપી હતી, અને મહાદેવ પાસેથી એ મારી પાસે આવી ઘણી સારી અને મહત્ત્વની ચીજો હજુયે જૂની ચીની સસ્કૃતિમા જીવે છે આ વસ્તુ પણ એવી જ એક સુન્દર વસ્તુ છે આ સાદુ રમકડુ પણ ઘણી મોટી વાત કહે છે, અને અતિશય મહત્ત્વનો સદેશ આપે છે અને રોજના જીવનમા એ ઘણુ ઉપયોગી છે '

હુ મૌન ધરીને સાભળતો હતો, એટલે ગાધીજીએ આગળ ચલાવ્યુ 'પહેલો વાદરો જેણે પોતાનુ મોઢુ ઢાકયુ છે તે એમ કહે છે કે કદી જ અસત્ય ન બોલવુ, અને કોઈ દિવસ કોઈની નિન્દા ન કરવી જેણે પોતાની આખો બધ કરી છે એ બીજો વાદરો કહે છે કે આપણી આખે કદી પણ આપણે ખરાબ જોવુ નહી.' અહી ગાધીજી જરા થભ્યા, અને પછી ધીરેથી બોલ્યા 'જ્યારે હુ ફરવા જાઉ છુ ત્યારે હમેશા મારો હાથ કોઇને ખભે હોય છે હુ એને કહી દઉ છુ કે "જોજે, મારી આખો બધ છે, મારી સભાળ રાખજે " અને મને એથી ઘણુ બળ અને ઘણી શાન્તિ મળે છે.'

'અને ત્રીજો વાદરો આપણને શીખવે છે,' ગાધીજીએ એ જ ગાભીર્ય અને શાન્તિથી કહ્યુ, 'કે આપણે કોઈનુ બૂરુ અથવા કોઈની નિન્દા સાભળવા નહી એ કેટલો મોટો સદેશ છે! કાનનો દુરુપયોગ

માણસના મનની શાન્તિ હરી લે છે, અને હૃદયને માફ ન કરી શકાય એટનુ અપરાધો ને અપવિત્ર બનાવે છે આપણને સહુને જીવનમા એકવાર તો આવો અનુભવ થયો જ હોય છે ’

ગાધીજી જમી રહ્યા હતા મે હાથ ધોવડાવ્યા. હાથ લૂછતા લૂછતા એમણે કહ્યુ ‘ આ રમકડાને હુ કલાની વસ્તુ કહુ એનુ માત્ર બહારનુ સ્વરૂપ સુન્દર અને ધાટીનુ છે એટલુ જ નહીં, પણ એ જે અર્થ પ્રગટ કરે છે તે માનવજાતને માટે કેટલો લાભદાયક છે ! જે કલા માણસજાતનુ મગલ ન કરી શકે, જે કલા માણસને નીચેથી ઊચે આણીને એના આત્મા સાથે એકતાન ન કરાવી શકે, તે કલા નથી કલા મનને શુદ્ધ કરે, હૃદયને પવિત્ર કરે, અને આત્માને ઉજ્જ્વળ બનાવે આ વાદરાઓને હુ જ્ઞાનપૂર્વક ગુરુ કહુ છુ, અને જ્યા જાઉ છુ ત્યા સાથે લઇ જાઉ છુ મને એ દરેક ક્ષણે એમની વાતો કહે છે ’

આભાબહેન બપોરના આરામ માટે ગાધીજીની પથારી કરતા હતા, અને રાજાજી પૂને જતા પહેલા ગાધીજીની રજા માગવા આવ્યા હતા પ્યારેલાલની આખો મને કહેતી હતી કે મારે હવે એમને આરામ આપવો જોઇએ મને મળવો જોઇએ તે કરતા ઘણો વધારે સમય મળ્યો હતો એટલે મે ગાધીજીને પ્રણામ કરીને રજા લીધી

પચગની, ૮-૭-૪૪

## ‘ દૂધમાં સાકરની જેમ ભળી જજે ’

શિવાભાઇ ગોકળભાઇ પટેલ

( ૧ ) ગાધીજીએ આશ્રમ કાઢયો ત્યારે હુ આણદમા ભણતો હતો

આશ્રમ જોવાની ઈચ્છા મને ત્યારથી હતી, ને એકવાર પર્યટને નીકળેના ત્યારે જોયો પણ ખરો પછી, વિદ્યાપીઠમા અભ્યાસ પૂરો થવા આવ્યો તે અરસામા, મને આશ્રમમા રહી ત્યાનો અનુભવ લેવાનો વિચાર થયો વિદ્યાપીઠમાથી જ મે ગાધીજીને પત્ર લખ્યો વિદ્યાપીઠથી આશ્રમ દોઢ માઇલ છેટુ, પણ ત્યા જઈ મુનાકાત માગવાની વૃત્તિ ન થઈ ઘણી રાહ જોયા પછી મહિને એકાએક અણધાર્યો જવાબ આવ્યો પછી મે બીજો પત્ર લખ્યો, ને ગાધીજીએ મુલાકાતનો સમય આપ્યો સાજે ફરવા નીકળ્યા ત્યા મારી સાથે વાત કરી તેમણે જે રીતે વાત શરૂ કરી તેનાથી જ મારો સંકોચ ઓછો થયો મને પૂછ્યુ 'અહીં જાજરૂસફાઈનુ કામ કરશો ને?' મે હા પાડી છેવટે કહે 'અહી આવો ત્યારે, જેમ દૂધમા સાકર ભળી જાય તેમ, આ આશ્રમકુટુબમા ભળી જજો ' આ વાક્ય હજુ કાનમા ગુજ્યા કરે છે, ને એની મહત્તા રોજેરોજ વધુ ને વધુ સ્પષ્ટ થતી જાય છે

(૨) ૧૯૨૭ ના ઉનાળાનો પ્રસગ છે ગાધીજીની તબિયત સારી થઈ જશે એ આશાએ અમુક પ્રાન્તના પ્રવાસનો કાર્યક્રમ ગોઠવાયો હતો પણ તબિયત સુધરી નહીં એ પ્રાન્તના મુખ્ય કાર્યકર્તા આવેના તેમણે વિચાર કર્યો કે લોકો રાહ જુએ છે એમને તો ના પાડી દેવાશે ગાધીજી કહે 'તમે બધા મને કાર્યક્રમ મુલતવી રાખવાનુ કહો છો એ ઠીક છે પણ એ પ્રાન્તના લોકોનુ શુ? એ લોકો નિરાશ થાય, તેમની કેટલીયે મહેનત ને તેમનો સમય બરબાદ થાય, એનો વિચાર કરવો જોઇએ કે નહીં? એક તરફ ગરીબોને માટે કામ કરવાની વાતો કરીએ, તેમની સેવાની વાતો કરીએ, ને બીજી તરફ આમ થોડી તકલીફ પડશે એમ માનીને કાર્યક્રમ રદ કરીએ ને લાખો લોકોને નિરાશ કરીએ, તો એ યોગ્ય ખરુ? ધારો કે મને વાઇસરૉયનુ નિમન્ત્રણ અત્યારે આવે, તો તમે મને

શુ કહો ? ત્યારે મારે દેશને ખાતર જવુ જોઇએ એમ માનીને બધી તૈયારી કરશો આપણે લોકોના સેવક હોવાનો દાવો કરતા હઇએ, તો આપણી લોકો પ્રત્યેની ફરજ કેમ ચુકાય ? એટલે આપણો કાર્યક્રમ ચાલુ જ રાખો.' પછી કોઇને દલીલ કરવાપણુ રહ્યુ નહીં ને ગાધીજીને ઓછામા ઓછી તકલીફ કેમ ફેરવાય એનો જ વિચાર સહુ કરવા લાગ્યા

( ૩ ) ૧૯૨૮થી આશ્રમમા સયુક્ત રસોડુ થયુ. કુલ બસો સ્ત્રીપુરુષો ત્યા જમતા રસોડાનો ઘટ રોજ નિયમિત વાગે કોઇ દિવસ મોડુ થયાનો અનુભવ નથી બધુ કામ ઘડિયાળને ટકોરે ચાલતુ જેમ જમવાનો સમય થયો છે એમ સૂચવનારો ઘટ વાગતો તેમ પીરસવાનો ઘટ પણ વાગતો એ ઘટ વાગે એટલે પીરસવાનુ શરૂ થાય એ ટકોરા થયા પછી જે આવે તે બીજી પગતમા જમવા બેસે ને ત્યા સુધી બહાર બેસે ગાધીજી પણ નિયમિત આવી જાય એક દિવસ બપોરે પીરસવાનો સમય થયો છતા ગાધીજી આવેલા નહી ઘટ મારનાર ભાઇ તેમની રાહ જોવા લાગ્યા છેટેથી તેમને આવતા જોયા, એટલે વિચાર્યુ કે 'બાપુને આવવા દઉ ને પછી ટકોરો મારુ ' ગાધીજીને ખબર પડી કે તેમને લીધે પીરસવાનુ એક મીનીટ મોડુ કર્યુ ને ટકોરા મોડા માર્યા તેમણે ઘટ વગાડનારને કહ્યુ 'મારે માટે તમે કેટલા જણનો સમય વધુ લીધો ? જો બીજા મોડા આવનાર બહાર બેસે તો મારે પણ તેમ કરવુ જોઇએ પણ ઘટ તો નિયમિત વાગવો જ જોઇએ ' બાદ ફરી એકવાર મોડુ થયુ હોવાથી તેઓ ઉતાવળા ઉતાવળા આવતા હતા, ને રસ્તા નજીક આવ્યા ત્યા ઘટ વાગ્યો તેઓ ખડખડાટ હસ્યા ને બહાર જ થોભ્યા. આશ્રમમા નિયમ કર્યો હતો કે રસોડે જમનાર દરેકે રસોડાનુ કઇક ને કઇક કામ કરવુ જોઇએ એ નિયમનુ પાલન તેઓ પોતે બરાબર કરતા તેમણે શાક સુધારવાનુ કામ રાખેલુ તે વખતે કોઇને મુલાકાત આપવાની હોય

તોપણ આપે.

(૪) આશ્રમમાં રોજ સાંજે પ્રાર્થના પછી દરેક જણના તે દિવસે કાંતેલા તાર નોંધવામાં આવતા. ગાંધીજી નિયમિત કાંતતા. કોઈ દિવસ કાંતવામાંથી પડ્યાનું યાદ નથી. એક વાર રવિવારનો દિવસ હતો. મૌન શરૂ થઈ ગયું હતું. કાંત્યાની હાજરી નોંધવાની શરૂઆત થઈ. ગાંધીજીનું નામ પહેલું હતું. તેમનું મૌન હોય ત્યારે તેમની સાથે કામ કરનાર તેમની હાજરી પુરાવે. ગાંધીજીનું નામ બોલાયું પણ કોઈ બોલ્યું નહીં. બધા જોઈ રહ્યા, ને વિચારમાં પડ્યા કે કેમ કોઈ તાર લખાવતું નથી? હાજરી પૂરનાર ક્ષણેક થોભ્યા, પણ કોઈ બોલ્યું નહીં એટલે બીજાઓની હાજરી પુરાઈ. ગાંધીજીને પણ થયું કે આજે કાંત્યું છે, ને — હાજરી કેમ પુરાવતા નથી? પછી તપાસ કરી તો જણાયું કે તેમનું સૂતર ઉતારવાનું રહી ગયેલું. હમેશાં તેઓ કાંતી રહે એટલે સૂતર બીજા ભાઈ ઉતારી લે. આજે તે બીજા કામ આડે સૂતર ઉતારવાનું ભૂલી ગયેલા. ગાંધીજીને લાગ્યું કે 'આ ગફલત તો મારી જ કહેવાય. મેં બીજા પર સૂતર ઉતારવાનો બોજો નાખ્યો એ બરાબર નથી. સૂતર મારે જાતે જ ઉતારવું જોઈએ, જેથી ફરી એવી ભૂલ ન થાય.' ત્યારપછી, સમયની તાણ હોવા છતાં, તેમણે પોતે જ સૂતર ઉતારવાનો આગ્રહ રાખ્યો.

બોચાસણ, ૧૩-૭-૪૫

## 'હસ્તાક્ષર આપો જ આપો!'

ચીમનલાલ પ્રાણશંકર ભટ્ટ

૧૯૪૪ના જૂન માસમાં ગાંધીજી જુહુમાં આરામ લઈ રહ્યા હતા ત્યારની વાત છે. જુહુને રળિયામણે સાગરકાંઠે તેમની સાથ પ્રાર્થના વખતે

મુબઈના હજારો નરનારીઓ માટે એ સ્થળ તીર્થરૂપ બની ગયુ હતુ. લોકો ધરાઇને ગાધીજીના દર્શન કરી શક્તા, અને તેઓ પણ પ્રાર્થના પછી કયારેક નિગતે લોકોને ગમ્મત કરાવતા પ્રાર્થના પછી ઘણા ભાઇબહેનો પોતાના નાના બાળકોને તેડી ગાધીજી પાસે આવતા, ને તેમને પ્રણામ કરી કરાવી કઇક ભેટ હરિજન ફાળા માટે આપતા આ પ્રસગે ઘણીવાર ગાધીજી ખાસ કરી નાના ભુલકાઓને એક એક પાકી કેરીનો પ્રસાદ આપતા, અને કયારેક હસતા હસતા ધીમી ટપલી મારીને તો કયારેક બે મીઠા બોલ કહીને બાળક સાથે બાળક જેવો વિનોદ કરી લેતા. જીહુમા આ તેમનો લગભગ રોજનો કાર્યક્રમ થઇ પડયો હતો

ગાધીજીના જીહુનિવાસના છેલ્લા દિવસનો આ પ્રસગ છે રોજની જેમ દરિયાકિનારે પ્રાર્થના માટે લોકોનો પ્રવાહ ચાલ્યો આવતો હતો પણ આજે પ્રાર્થનાને સમયે જ ધો ધો કરતો વરસાદ તૂટી પડયો, એટલે આકાશ નીચે રેતીમા બેસી પ્રાર્થના કરવાનુ અશકય થઈ પડયુ વરસાદ બેઠો વરસી રહ્યો હતો, એટલે એકઠા થયેલા લોકોને વિખેરાઇ જવાની સૂચના પહોચાડવામા આવી પણ ભાવિક લોકો એમ સૂચનામાત્રથી ગાધીજીના દર્શન કર્યા વિના શેના પાછા ફરે ? છેવટે ગાધીજી જાતે લોકોને વિખેરાઇ જવાનુ કહી આવ્યા ત્યારે સહુ સન્તોષપૂર્વક ઘર તરફ ચાલી નીકળ્યા તે દિવસની પ્રાર્થના ગાધીજીએ પોતાની કુટીરમા એક નાની મડળી સાથે કરી પ્રાર્થના પછી તરત એક ૧૬-૧૭ વર્ષની વિદ્યાર્થિની વરસાદમા ભીજાતી છતા ઉત્સાહભરી ગાધીજી પાસે દોડતી આવી પહોચી તેણે લાગ જોઇ પોતાની નાની ડાયરી ગાધીજીના હાથમા મૂકી દીધી, ને તેમના હસ્તાક્ષર માગ્યા તેમના હસ્તાક્ષરનુ મૂલ્ય રૂા પાચ પડે છે, અને એ રકમ હરિજનસેવા માટે વપરાય છે, એ જાણીતી વાત છે પેલી વિદ્યાર્થિનીની ડાયરીમા હસ્તાક્ષર કરવા માટે ગાધીજી કલમ ઉપાડવા જતા

હતા એવામાં કોક બોલી ઊઠ્યું: 'બાપુજી, એણે પાંચ રૂપિયા નથી આપ્યા!'

થઈ રહ્યું! કલમ અડધી ઊપડેલી જ રહી ગઈ. ગાંધીજીએ વિદ્યાર્થિની સામે જોઇને કહ્યું: 'તારે હસ્તાક્ષર માટે પાંચ રૂપિયા તો આપવા જ જોઇએ.'

'હું પાંચ રૂપિયા આપી શકું એવી મારી સ્થિતિ નથી,' વિદ્યાર્થિનીએ જરા પણ મૂંઝાયા વિના જવાબ દીધો.

'તો પછી હું હસ્તાક્ષર પણ ન આપી શકું,' ગાંધીજીએ પોતાનો નિયમ કહ્યો.

'પણ, બાપુ, હું પૈસા ક્યાંથી લાવું? હું તો ગરીબ વિદ્યાર્થિની છું.' વિદ્યાર્થિની ચર્ચામાં ઊતરી.

'તું ગરીબ હોય તો તારે હસ્તાક્ષર વિના ચલાવવું જોઇએ. તું જાણે છે ને કે મારા હસ્તાક્ષરના પાંચ રૂપિયા હરિજન ફાળામાં જમે થાય છે?' ગાંધીજીએ તેને સમજાવવા પ્રયત્ન કર્યો.

'એ તો ખરું,' વિદ્યાર્થિની આગળ વધી. 'પણ મારે આપના હસ્તાક્ષર તો જોઇએ જ. હું ગરીબ છું એટલા જ કારણે મને હસ્તાક્ષર ન મળે એ કેમ ચાલે? હું શ્રીમંત નથી એ કંઇ મારો અપરાધ છે?'

'તો પછી તારે તારાં માબાપ પાસેથી પૈસા મેળવવા જોઇએ,' ગાંધીજીએ ઉપાય બતાવતાં કહ્યું, 'અથવા હસ્તાક્ષરનો મોહ છોડવો જોઇએ. હું હસ્તાક્ષરના પાંચ રૂપિયા લઉં છું તે તારા કરતાં પણ વધારે ગરીબ અને દુઃખી એવા હરિજનોની સેવા માટે છે, એ તારે સમજવું જોઇએ.'

'મારાં માબાપ પણ મને પાંચ રૂપિયા આપી શકે એવી એમની

સ્થિતિ નથી આપ મને હસ્તાક્ષરનો મોહ છોડવા કહો છો પણ હુ તો આપના હસ્તાક્ષર લીધા વિના અહીથી જવાની જ નથી!' વિદ્યાર્થિનીના અવાજમા નિશ્ચયનો રણકાર હતો

'અરે બહેન,' પાસે ઊભેલા એક ભાઈને કઈક વિચાર સૂઝી આવ્યો, 'તારા કાનમા પેલા એરિંગ લટકે છે તે કાઢીને બાપુજીને આપી દે!'

વિદ્યાર્થિનીના બને હાથ તરત કાન તરફ વળ્યા, અને તે એરિંગ કાઢવા તત્પર થઇ

પણ તે એરિંગ કાઢે તે પહેલા, નજીક ઊભેલા બીજા એક ભાઇએ ચોખવટ કરી 'બહેન, રહેવા દે આ એરિંગ તો પૂરા આઠ આનાના પણ નથી!'

અને સાચે હતુ પણ એમ જ વિદ્યાર્થિનીની ગરીબાઇ વિષે હવે કશી શકા ન રહી!

ડાયરી હજુ ગાધીજીના હાથમા જ હતી તેમને સવારે વહેલા પૂને જવાનુ હોવાથી હજુ ઘણા કામ પતવવાના હતા છતા અપાર ધીરજથી પોતાની વાત પેલી મુગ્ધ વિદ્યાર્થિનીને ગળે ઉતારવા મથતા હતા વિદ્યાર્થિની પણ જાણે તેમના હસ્તાક્ષર લીધા વિના અહીંથી ખસવુ નથી જ એ ભાવ ધારણ કરીને સ્વસ્થ ચિત્તે બેઠી હતી

આમ થોડીક પળો શાન્તિમા વીતી ગઈ છેવટે શ્રી —ભાઈએ પોતાની રીતે ગૂચ ઉકેલી 'બાપુજી એને તમે ભલે હસ્તાક્ષર આપો આજે તો એના વતીના પાચ રૂપિયા હુ આપી દઉ છુ એ પોતે વહેલી તકે કમાઈને એ રકમ મને પાછી આપી દેશે કેમ, બહેન , બરાબર કહુ છુ ને?'

'હા, જરૂર,' વિદ્યાર્થિનીએ સુખ અને આભારની લાગણીપૂર્વક વચન આપ્યુ 'હું તમારા પાચ રૂપિયા વહેલી તકે કમાઈને પાછા આપના બધાઉ છુ'

ગાધીજીએ તત્ક્ષણ એની ડાયરીમા પોતાના હસ્તાક્ષર કર્યા!

આસપાસ ઊભેલા અમે બધા આ મીઠા કજિયાનો (કે મીઠા સત્યાગ્રહનો?) આવો સરસ અન્ત આવેલો જોઈ આનન્દ પામ્યા વિદ્યાર્થિની જાણે જગ જીતી હોય તેમ મલકાતી મલકાતી, જેમ વરસાદમા ભીંજાતી આવી હતી તેમ વરસતા વરસાદમા પાછી દોડી ગઈ.

ગઢી, ૨૧-૭-૪૫

## મારા વિદ્યાપીઠના દિવસોમાં

**જેઠાલાલ જીવણલાલ ગાંધી**

(૧) સન ૧૯૨૨મા હુ વિદ્યાપીઠમા અભ્યાસ માટે દાખલ થયો ત્યારે તો ગાધીજી જેલમા હતા એટલે ૧૯૨૪મા તેઓ છૂટ્યા ત્યા સુધી તેમને જોયા કે સાભળવાનુ સદભાગ્ય મને મળેલુ નહી. તેઓ જેલમાથી બહાર આવ્યા તે અરસામા ગૂજરાત મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ તરફથી ચાલતા 'પચતન્ત્ર'ના 'પ્રગતિ, ઐક્ય અને વિદ્યાર્થી અક'નુ સપાદન મે કરેલુ કૉલેજમા ભણતા અનેક વિદ્યાર્થીઓ જેમ પોતાના જ વિચાર વિષે આગ્રહી હોય છે, અને પોતાની મર્યાદા સમજ્યા સિવાય બીજાઓને શિખામણ આપવાનો પોતાનો અધિકાર માને છે, તેવી મનોદશા અમારી પણ હતી એટલે એ અકમા 'વિદ્યાર્થીઓ અને રાજકારણ' નામનો જે લેખ લખ્યો તેમા, જાણે ગાધીજીને સલાહ આપતા હઈએ તેમ, અમારી નબળાઈઓ

ને અશક્તિઓનો વિચાર કરી, પોતે જેવા ઓજારો હોય તેવી રીતે ઘાટ ઘડવામા કુશળ હોવાથી, મહાવિદ્યાલય તથા વિદ્યાપીઠની નીતિરીતિમા ફેરફાર કરવાનુ સૂઝ્યુ આ ફેરફાર વિદ્યાપીઠને ઊચી કક્ષાએ લઈ જવાનો નહી, પણ તેને લગભગ સરકારી સસ્થાઓની કક્ષામા મૂકવાનો હતો ૧૯૨૫ના પદવીદાન સમારભ પ્રસગે ગાધીજીએ ભાષણ આપ્યુ તેમા ઉપરના લેખનો નિર્દેશ કરીને જે જવાબ આપ્યો, ને તેમા જે હૃદય ઠાલવ્યુ, તેણે અમને અમારા આછકલાપણાનુ ભાન કરાવ્યુ

(૨) ઉપલા પ્રસગથી અમને પૂરી ચાનક લાગવી જોઈતી હતી પણ અમે તો વિદ્યાર્થી રહ્યા આચાર્ય કૃપાલાનીજી તે વેળા મહાવિદ્યાલયના આચાર્ય હતા તેમની સાથે અમારે વિદ્યાર્થીઓને અવારનવાર ઝઘડા થતા તેમા પણ કારણ તો અમારા મનમા ઘર કરી બેઠેલા અમુક ખ્યાલો જ હતા એકવાર મહાવિદ્યાલયમા દિવાળીની આઠ દિવસની રજાઓ પડવી જોઈએ એવી માગણી અમે કરી આચાર્યશ્રીએ તે મજૂર ન રાખી અમે તેમની સાથે ચર્ચામા ઊતર્યા. તેમણે અમને થોડાક તીખા વાક્યો કહ્યા બસ થઈ રહ્યુ! અમારા હક પર તરાપ પડી એમ અમે માની લીધુ, ઠરાવી દીધુ, ને દોડ્યા ગાધીજી પાસે તેઓ ખૂબ કામમા હોવા છતા અમને સૌને બોલાવ્યા ને સાભળ્યા જવાબમા કહ્યુ કે 'સાજે કૃપાલાનીજીને બોલાવીશ અને તમે સહુ આવજો' અમે તો જાણે દિગ્વિજય થયો હોય તેવો આનન્દ માન્યો, ને સાજે આશ્રમમા પહોચી ગયા ગાધીજીએ પહેલા આચાર્યશ્રી જોડે વાત કરી, ને પછી અમને બોલાવ્યા અમને એટલુ જ કહ્યુ કે 'આ રીતે ચાલવુ હોય અથવા ચાલવાનુ હોય, તો પછી કૃપાલાનીજીને હુ તુ પી ના ખાદીકામમાથી અહીં લઈ આવ્યો છુ તે પાછા ખાદીના કામમા મોકલી દઉ.' અમે આભા જ બની ગયા અમે આ જવાબની આશા ન રાખેલી ગાધીજીને

અમારા વર્તનથી કેટલુ દુ ખ થયુ હતુ' એનો પણ પૂરો ખ્યાલ તે દિવસે આવ્યો હશે કે કેમ તે કોણ જાણે પણ મને લાગે છે ત્યારથી કૃપાલાનીજીનુ મન કઈક ઊઠી ગયુ, અને છેવટે ગાધીજીએ એમને ૧૯૨૮ મા ખાદીકામમા ખેચી લીધા એમા આવા બનાવો પણ અમુક અ શે કારણભૂત હશે જ.

( ૩ ) ૧૯૩૫ની અમદાવાદની સાહિત્ય પરિષદ વખતે ગાધીજીનો ઉતારો વિદ્યાપીઠમા હતો વર્ધા પાછા જવાનુ હતુ તે વખતે તેઓ પોતે આગલી ગાડીએ વડોદરે જઈ ત્યાથી બાકીની મ ડળી સાથે જોડાવાના હતા રાતની ગાડીએ સહુને સ્ટેશને પહોચાડવાની વ્યવસ્થા મારે કરવાની હતી તે માટે કરેલી વાહનની વ્યવસ્થા છેલ્લી ઘડીએ તૂટી પડી પરિણામે, ગાડી ઊપડવાની ૨૫ મિનિટ જ બાકી હશે ત્યારે વિદ્યાપીઠની સડક ઉપર ઈટો ખેચતી એક મોટર લારી ભાડે કરી સહુને, ટ્રેન ઊપડતી હતી તે ક્ષણે જ, ગાડીમા બેસાડ્યા આ દોડાદોડમા શ્રી પ્યારેલાલની કામળી ખોવાઈ ગઈ આ બાબત, તેમજ ગાધીજી વિદ્યાપીઠમા હતા ત્યારે તેમની સાથે ખાનસાહેબ અબદુલ ગફારખાન પણ હતા તેમની સરભરામા અમારે હાથે થોડી કચાસ રહેલી તે બાબત, ગાધીજીએ વર્ધા પહોચી વિદ્યાપીઠમા પત્ર લખ્યો આનો શો જવાબ આપવો તેની સૂઝ ન પડી, એટલે જવાબ જ ન અપાયો તે પછી એકાદ મહિના બાદ મારે વર્ધા જવાનુ થયુ શ્રી કાકાસાહેબ સાથે હુ સેવાગ્રામ ગયો, પણ ગાધીજી પાસે જવાની હિ મત ન હતી શ્રી કાકાસાહેબે મારા આવ્યાની વાત કરી કે તરત ગાધીજીએ મને બોલાવ્યો, અને મૌનવાર હોવાથી, ચિઠ્ઠી લખીને પહેલો જ સવાલ એ પૂછ્યો કે ' મારા પત્રનો જવાબ કેમ ન મળ્યો ? ' હુ કરી શકુ તેવો ખુલાસો મે કર્યો, ને ક્ષમા માગી પણ એ પ્રસ ગે મને એક અગત્યનો પાઠ શીખવ્યો

( ૪ ) ૧૯૩૮ મા ' આચાર્ય કૃપાલાનીજીના લેખો ' નુ પુસ્તક

તૈયાર થયું હતું. તેની પ્રસ્તાવના ગાંધીજી લખી આપે એવી અમારી ઈચ્છા હતી. તેમણે તે લખી આપવાની હા પાડી. પણ થોડા વખત બાદ તેમની તબિયત નરમ થવાથી શ્રી. મહાદેવભાઈએ સૂચવ્યું કે ‘ આમાંથી બાપુજીને બચાવી લો. ’ તે અનુસાર મેં ગાંધીજીને કાગળ લખ્યો. પણ તેમના તરફથી જવાબ આવ્યો કે ‘ના, હું પ્રસ્તાવના લખી જ મોકલીશ.’ અને થોડા જ વખતમાં પ્રસ્તાવના ઉપરાંત, પોતે પુસ્તકના વાચન વખતે પુસ્તકમાં જે સુધારા કરવા જરૂરી માન્યા હતા તેને અંગે સૂચનાઓ પણ મોકલી. એકવાર કંઈ કામ કરવાની હા પાડયા પછી ગમે તે ભોગે તે કરવાના આગ્રહનું દૃષ્ટાન્ત પણ અમને જોવા મળ્યું.

અમદાવાદ, ૪-૮-૪૫

## ‘ ભગવાનને ભક્તોએ બગાડ્યો ’

**નટવરલાલ માણેકલાલ દવે**

( ૧ ) દાંડી કૂચના ઐતિહાસિક દિવસોમાં ગાંધીજી આણંદ આવ્યા. ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં એમનો મુકામ. એમની સાથેના સૈનિકો પણ ત્યાં જ ઊતરેલા. આણંદમાં મૌનવારને અંગે તેઓ એક દિવસ વધુ રોકાવાના હતા. રાત્રે લીમડાવાળા ચોકમાં, આકાશની છત્રછાયા નીચે, ગાંધીજીની પથારી કરવામાં આવી. એ ચોક હવે તો ‘ ગાંધીચોક ’ને નામે ઓળખાય છે. રાત્રે એમની સરભરામાં રહેવાનું ભાગ્ય મને મળેલું. લોખંડના પાટી ભરેલા ખાટલા પર પહોળું ખાદીનું તાજું ભરેલું ગોદડું પાથરેલું હતું. ગાંધીજીએ તે જોયું. તેમણે તો ચાદર ખસેડવા માંડી. અમને થયું કે પથારીમાં કંઈક ખામી હશે. અમે મદદ કરવાની ઈચ્છા બતાવી. એમણે કહ્યું : ‘ આવડી પહોળી પથારીની જરૂર જ શી ? ગોદડાને બેવડું

કરી સાફસુ બનાવી પાથર્યું અમને નહીંજેવી મદદ કરવા દીધી પથારીની બાજુમાં, સવારે વહેલા ઊઠી લખવા માટેની બધી સામગ્રી—ઘોડી, કાગળ, વગેરે—મૂકવામાં આવી હતી સાથે ફાનસ પણ હતું ગાંધીજીને ખાટલાથી સહેજ છેટે જરૂર બતાવું ખસેડવાનું મોટું જરૂર દૂરથી એની જગાએથી ખસેડીને પાસે આણેલું ગાંધીજીને આ ખટક્યું. 'શા માટે એને એની જગાએથી આમ હઠાવવું જોઈએ ?' અમે ખુલાસો કર્યો કે એમની ટુકડીના ભાઈના કહેવા મુજબ જ ગોઠવણ કરેલી છે ગાંધીજી કહે 'એને એની મૂળ જગાએ મૂકવું જોઈએ' અમે તેમ કરવા તૈયાર થયા, એને એમણે તો આગ્રહ કરીને દૂર સુધી અમારી સાથે એને ફરકેવવા લાગ્યું એ જ જગાએ મૂક્યા પછી ગાંધીજીએ અંદર જોયું ત્યાં અમે સાબુની પેટી મૂકેલી ગાંધીજીના મનમાં આશ્ચર્ય ને મૂંઝવણ જણાયાં એ પણ અમે એમની ટુકડીના જ એક ભાઈની સૂચના અનુસાર કરેલું ગાંધીજી કહે 'સાબુ અંદર જોઈએ કે બહાર ?' એ પણ બહાર મૂક્યો ત્યાંથી પાછા આવીને સૂવાની તૈયારી કરતાં આ બધા બનાવોને ઉદ્દેશીને કહેવા લાગ્યા 'ભગવાનને ભક્તોએ બગાડ્યો છે' તેઓ સૂતા કે બીજી મિનિટે ઘસઘસાટ ઊંઘ શરૂ થઈ ગઈ

(૨) ગાંધીજી બોરસદ હતા તેમણે બાળકોને લખેલા પત્રોમાંથી પસંદ કરીને મારે તે સંગ્રહરૂપે પ્રગટ કરવા હતા હું એમની મંજૂરી લેવા ગયો ફરવા જતા મારી સાથે વાત કરવાની હતી મારા તરફથી બીજા ભાઈએ શરૂઆત કરી એક નામના બીજા એક ભાઈ કહે 'બાપુજી, બાળકોને લખેલા આપના પત્રોનો એક નાનકડો સંગ્રહ તો બહાર પડી ચૂક્યો છે' ગાંધીજી કહે 'એમ ? મને તો ખબર જ નથી' પેલા ભાઈએ એના વખાણ કરતાં કહ્યું 'એ કાગળો સરસ છે' ગાંધીજીએ તરત ટકોર કરી 'ત્યારે હું ખરાબ પણ લખી શકું છું, એમ કે ?'

સહુ ખડખડાટ હસી પડયા

આણંદ, ૧૬–૭–૪૫

## જીવનના પાઠ

**કુસુમબહેન દેસાઈ**

( ૧ ) સાબરમતી આશ્રમમા ગાધીજી ' નવજીવન ' માટે એક લેખ લખતા હતા લેખ અધૂરો હતો, ને તેની છેલ્લી લીટીના અક્ષરો ઉપરની લીટીઓ જેના સ્પષ્ટ નહોતા ઊઘનુ ઝોકુ આવ્યુ હોય ને લખ્યુ હોય એમ દેખાતુ હતુ દસેક મિનિટની નિદ્રા લઇને ઊઠ્યા, અને બાકી રહેલુ ત્યાથી મને લખાવવુ શરૂ કર્યું. છેવટની લીટીના તેમના અક્ષરો જોઈ મે કહ્યુ ' લખતા લખતા ઊઘ આવવા માડી હોય એવુ દેખાય છે. ' ગાધીજી કહે ' હા, એમ જ છે.' અને ઉમેર્યું ' સદાની નિદ્રા પણ આમ છેલ્લી પળ સુધી કામકાજ કરતા જ આવે એટલે બસ. '

( ૨ ) ગાધીજીને ઇન્દ્રિયોનો ઉપયોગ આવશ્યકતા પૂરતો જ છે એ સહજ સ્થિતિ થઈ ગઈ છે કેટલીકવાર તેઓ આત્મા સાથે એટલા બધા લીન હોય છે કે ઇન્દ્રિયો કેવળ યન્ત્રવત્ પોતાનુ કામ કરે છે, ને તેમનુ ચિત્ત તેમા હોતુ નથી એક પ્રસગે જગન્નાથપુરીને સ્ટેશનેથી મારે ખભે હાથ મૂકીને લગભગ દસેક મિનિટ સુધી ગાધીજી ચાલ્યા હશે ત્યા સુધી તેમને ખબર જ નહી કે કોને ખભે હાથ મૂક્યો છે કોઇ કારણસર મારે બોલવુ થયુ ત્યારે મારો અવાજ એમના કાનમા ગયો, ને પછી જ આખોએ પોતાનુ જોવાનુ કામ કર્યું, ને છેવટે તેઓ બોલ્યા ' તુ હતી ? '

( ૩ ) ગાધીજી જેનુ સર્વ રીતે કલ્યાણ ઇચ્છતા હોય તેનામા

જરા સરખી ક્ષતિ હોય કે કોઇ પણ પ્રકારની વિકૃતિ હોય તે તેમને ઘણુ સાલે છે. એકવાર તેમના એક આત્મીય માણસથી ઘણી ભારે ભૂલ થઈ હતી, ને તેણે પોતે જ આવીને તેનો એકરાર કર્યો હતો ગાધીજી તે ભૂલથી અતિશય દુ ખી દેખાતા હતા પાસે બેઠેલાંને પણ તે દુ ખ દેખાઇ આવતુ હતુ તેઓ કાતતા હતા આખો વખત સૂતર તૂટયા જ કરે બા પાસે બેઠેલા હતા તે બોલ્યા ' ભલા આજે કેમ આટલા બધા તાર તૂટયા કરે છે ?' ગાધીજીએ કહ્યુ 'હૃદયના તાર તૂટેલા હોય ત્યા સૂતરના તાર ક્યાથી આખા નીકળે ?'

( ૪ ) ગાધીજી પાસે સુખિયા ને દુખિયા એમ બન્ને પ્રકારના માણસો આવે છે પરતુ જીવનમા હતાશ થયેલા, દુ ખી માણસો તેમની હૂંફ વિશેષ ઝખે છે, જે ગાધીજી કાળજી અને પ્રેમપૂર્વક આપે છે કુમળી વયમા જ દુ ખી થયેલા એક બહેન આશ્રમમા આવ્યા હતા પણ તે આશ્રમજીવન ગાળવા કરતા ગાધીજીની પાસે જ રહેવાની ઇચ્છાથી આવેલા એટલે તેમને આશ્રમના કાર્યમા બહુ રસ નહોતો પડતો, પણ ગાધીજીની અગત સેવાશુશ્રૂષામા ઉત્સાહભેર તલ્લીન થઈ જતા કોઇકવાર તો આશ્રમના નિયમ ઉપનિયમોથી તેમને પોતાની સ્વતન્ત્રતા પર કાપ મુકાતો હોય એમ પણ લાગતુ એક પ્રસગે તે બહેનને બહારગામ જવાનુ હતુ તેમણે ગાધીજી પાસે રજા માગી ગાધીજીએ કહ્યુ ' મારી રજા બસ નથી આશ્રમના મન્ત્રીની રજા લેવી જોઇએ ' આ વાત તે બહેનને બહુ રુચી નહીં તેમણે કહ્યુ ' હુ તો આપની પાસે રહેવા આવી છુ પછી મન્ત્રીની રજા શા માટે લેવી જોઇએ ?' તે બહેનને સમજાવતા ગાધીજીએ કહ્યુ ' તન્ત્રમા રહેવાના કઇક નિયમો તો હોય જ તન્ત્રમા રહીએ તો અનેકની રજા મેળવવાપણુ રહે સ્વતન્ત્રતાનો અર્થ સ્વેચ્છાચાર નથી અથવા કોઇ એક વ્યક્તિનો જ આધાર એવો પણ નથી સમાજમા

રહેનારે સમાજને વશ વર્તવુ જોઇએ એનુ નામ સસ્થા બીજુ તો એકનુ રાજ્ય જે મનુષ્ય પોતાની મેળે બધાય છે તે જ બધનમુક્ત થાય છે સુકાન વિનાનુ વહાણ સ્વતન્ત્ર નથી તે જેમતેમ અફળાય છે, ને છેવટે કોઇ ભેખડ સાથે ભટકાઇ ભાગી જાય છે એ વહાણની ઉપર સમુદ્રમા રહેના બધા મોજા કામ કરે છે તેમ જ જે મનુષ્ય પોતાની મર્યાદા પહેલેથી આકે છે તે દુનિયાના તોફાની સમુદ્ર સામે ઝૂઝે છે ને શાન્ત રહી શકે છે આટલુ પૂરેપૂરુ સમજ્યા પછી તને જેમ ઠીક લાગે તેમ તુ કરજે મારાથી વધારે સ્વતન્ત્ર આ જગતમા મે કોઇને નથી ભાળ્યો પણ મે પોતાને બાધીને, એટલે કે નિયમો લઇ તેને પાળીને, મારી સ્વતન્ત્રતા સાધી છે આ જગતમા આપણે ઘણાની સાથે બધાઇ જવુ પડે છે એમ હુ જોઉ છુ સમાજમા રહેનાર પ્રાણીને સારુ આ આવશ્યક છે એમ બધાય તે જ માણસ સમાજમા રહી શકે છે ’

(૫) પ્રાર્થનાને ગાધીજી જીવનનુ એક અનિવાર્ય અગ ગણે છે, અને તે પ્રત્યેક મનુષ્યે નિયમસર કરવી જોઇએ એમ માને છે નિદાન આશ્રમવાસીઓએ તો તે જ્યા હોય ત્યા નિયત સમયે કરવી જોઇએ એમ ઇચ્છે છે આ સબધમા એક બહેને ગાધીજીને કહ્યુ ‘અમે પ્રાર્થનાના શ્લોકો બોલીએ છીએ તે વખતે હમેશા એમા તલ્લીન નથી થવાતુ કેટલીકવાર તો વિધવિધ વિચારો પણ તે વખતે મગજમા ઊભરાઇ આવે છે, ને તેથી શ્લોક બોલવામાયે પૂરુ મન નથી ચોટતુ.’ ગાધીજીએ કહ્યુ ‘શ્લોકો આપણી પ્રાર્થનાનુ અગ છે, તેથી પણ તેનુ સ્મરણ કરવુ જોઇએ એમ શ્રદ્ધા ઊપજે તો પ્રયત્નથી તલ્લીન થવાય ન થવાય તેથી ન હારીએ ભજન ગાય છે તે બધા તલ્લીન નથી થતા પણ શ્રદ્ધાથી ગાતા કોઇ દિવસ તલ્લીનતા એની મેળે આવે છે શ્લોકોના અર્થમા જે રહસ્ય છે તેનુ મનન કરવાથી પણ તલ્લીનતા ઊપજવામા મદદ થશે ’

( ૬ ) સાબરમતી આશ્રમમા એક બહેન માદાસાજા રહેતા હતા, ને શારીરિક આરામ યોગ્ય રીતે નહોતા લેતા તેમને સ બોધીને ગાધીજીએ કહ્યુ 'ગજા ઉપરવટ કામ કરવામાપે અહ કાર રહેલો છે, મૂર્ખાઇ તો દેખીતી છે જ જેનુ શરીર લોખડ જેવુ છે તે જ ગજા ઉપરવટ કામ કરે એટલે કે તેને સારુ ગજા ઉપરવટ કઇ નથી હોતુ એવુ તો જે કેવળ શૂન્ય થયા છે ને ઇશ્વરને ખોળે માથુ રાખી રહ્યા છે તે જ કરી શકે છે તારામા એની શ્રદ્ધા આવે ને તુ શૂન્ય થઇને રહી શકે ત્યારે મરજીમા આવે તેટલુ કામ કરજે હમણા મર્યાદા જાળવ '

( ૭ ) એક પ્રસગે આશ્રમમા કોઇના નૈતિક પતન વિશે પ્રાર્થનામા અમુક મર્યાદા જાળવીને, આશ્રમવાસીઓને ગાધીજીએ જાણ કરી જે ઉદારતા ગાધીજીમા હતી તે બીજામા ન હતી પરિણામે અ દર અ દર કેટલીક ચર્ચા થવા માડી આ જોઇ એક વ્યક્તિએ ગાધીજીએ કહ્યુ 'આવા સમાચાર જે જે વ્યક્તિને તેની સાથે સબન્ધ હોય તેને જ આપ આપો તો વધારે સારુ આપના જેટલી ઉદારતા ને સહિષ્ણુતા અમારામા ન હોય' જવાબમા ગાધીજીએ કહ્યુ 'તમે કહો છો તે પક્ષનુ સમર્થન થઇ શકે એમ છે છતા જે થાય છે તે બરાબર છે લોકોને ધુસપુસ કરતા અટકાવવા જોઇએ પણ તેને સારુ તો ટેવ પડવાની જરૂર રહે છે જે પ્રયોગ આશ્રમમા આપણે કરી રહ્યા છીએ તે નવો છે તેની ટેવ ન પડે ત્યા લગી દેખીતા ઊલટા પરિણામો આવવાનો સભવ છે તેથી ડરવાનુ કશુ કારણ નથી એમ કરતા કરતા જ આપણે પાપને ઢાકતા મટી જઇશુ મહાભારતની એક ખૂબી એ છે કે વ્યાસજીએ પાપોને ઢાકવાનો પ્રયત્ન જ નથી કર્યો આ વિચારજો '

( ૮ ) આશ્રમમા સયુક્ત રસોડાની શરૂઆતમા ગાધીજીને ઠીકઠીક સમય આપવો પડતો રસોડામા માત્ર શરીરના પોષણ અર્થે સાવ સાદો

ખોરાક બનતો કેટલાકને તે માફક આવવામા મુશ્કેલી પણ પડતી. એ વસ્તુને વિષે ગાધીજીએ કહ્યુ 'રસોડુ એ પાઠશાળા છે. ત્યા અનાજ શાસ્ત્રીય રીતે રખાય, રધાય ને ખવાય, એટલે પ્રત્યેક ક્રિયામા સ્વચ્છતા હોય, સયમ હોય. ત્યા આપણે ભોગને અર્થે ન જઇએ, ન જમીએ શરીર એ ઇશ્વરને રાખવાનુ મન્દિર છે તેને આપણે વાળીઝાડી સાફ રાખીએ, ને તેને અનાજ આપી નિત્ય સમારીએ. આ કલ્પનાને તમે પચાવી લો તો આપણે ખાવામા જે વિખવાદ જોઇએ છીએ તે બધો શમી જાય.'

(૯) દરેક માણસના વ્યક્તિત્વને વિકસવા દેવાની ગાધીજીની નીતિ છે. 'બાપુ કહે છે માટે કરવુ,' એવો વિચાર કરીને પોતાની ઇચ્છા વિરુદ્ધ કોઇ કઈ કરે એમ તેઓ ઇચ્છતા નથી એના દાખલારૂપે એક મહત્ત્વનો પ્રસગ અહી નોધુ છુ. દાડી કૂચને પ્રસગે ગાધીજીએ પોતે પ્રતિજ્ઞા કરીને, આશ્રમમાથી પ્રયાણ કરતી વખતે ઉચ્ચાર્યું હતુ કે 'કાગડા કૂતરાને મોતે મરીશ, પણ સ્વરાજ લીધા વિના આશ્રમમા નહી આવુ.' તેમની સાથેના સૈનિકોએ પણ સ્વરાજ હાસલ કર્યા વિના આશ્રમમાં વસવાટ નહી કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. કેટલીક બહેનોનો આગ્રહ હતો કે બહેનોને માટે પણ આ અહિસક યુદ્ધમા સ્થાન હોવુ જોઇએ પ્રથમ તો તેમ કરવાની ગાધાજીની ઇચ્છા ન હતી. પણ કેટલીક બહેનોનો ઘણો આગ્રહ હોવાથી બહેનોને માટે પણ લડતમા સ્થાન રાખ્યું, ને તેમને સારુ પણ પ્રતિજ્ઞાપત્ર જેવુ તૈયાર કર્યું. નવસારી પાસે વેજલપોરમા સ્ત્રીઓની પરિષદ ભરાઈ ત્યા પણ આ પ્રશ્ન ચર્ચાયો. આશ્રમની કેટલીક બહેનોએ આ પ્રતિજ્ઞા લીધી એક બહેન, જેને માટે ઘણીખરી બહેનોએ એમ માની જ લીધેલુ કે તે તો આ પ્રતિજ્ઞા લેશ જ, તેણે ટૂંકામા ના પાડી. સહુના આશ્ચર્યનો પાર ન રહ્યો. બધા એને કહેવા લાગ્યા. 'તમે પ્રતિજ્ઞા ન લો એ કેમ બને?' યોગ્ય સમયે તે બહેને ગાધીજીને પોતાનાં કારણો જણાવ્યાં.

ગાધીજીએ પ્રતિજ્ઞાનુ રહસ્ય સમજાવવાનો પ્રયત્ન કર્યો આ પ્રસગે પ્રતિજ્ઞા ન લેવાથી તેમને દુ ખ થશે એમ પણ તેઓએ જણાવ્યુ એ પણ સમજાવ્યુ કે દરેક સૈનિક પોતાની ઇચ્છા પ્રમાણે જ વર્તવા ઇચ્છે તો સેનાપતિના તો ભૂકા જ ઊડી જાય કાપડની મીલમા પણ જો વીસ વારના તાકાનુ પ્રમાણ નિશ્ચિત કરવામા આવે, ને તેમા જો કોઇ તાકો અઢાર વારનો નીકળે તો તેને જુદો રાખવામા આવે છે આ બધી દલીલના જવાબમા પેલી બહેને ગાધીજીને કહ્યુ 'હુ એ બરાબર સમજી શકુ છુ પરતુ પ્રતિજ્ઞાનો સૂક્ષ્મ અર્થ હુ એ કરુ છુ કે મન, વચન અને કર્મથી સ્વરાજ માટેનો સન્યાસ અત્યારે મારી માનસિક સ્થિતિ એવી નથી કે ચોવીસે કલાક ગમે તે પ્રસગોમા પણ હું તેનુ જ રટણ કર્યા કરતી હોઉ મારી મનોદશા આવી હોવા છતા હુ પ્રતિજ્ઞા લઉ, તો આપને અને મારી જાતને છેતર્યા ગણાય અત્યાર સુધીના મારા જીવનનુ ઘડતર પણ એવા પ્રકારનુ છે કે વગર પ્રતિજ્ઞાએ કદાચ હુ વધારે વિકસી શકુ ' તે બહેનનુ આવુ માનસ જાણ્યા પછી ગાધીજીએ કહ્યુ 'અત્યારે તુ પ્રતિજ્ઞા ન લે તો મને દુ ખ તો થાય જ પણ તારી હિમત માટે તને ધન્યવાદ છે હુ કહુ છુ માટે જ કોઈ પ્રતિજ્ઞા લે કે અમુક કામ કરે તેથી મને સન્તોષ ન થાય '

(૧૦) આશ્રમમા, અથવા તો ગાધીજી બીજે જ્યાં હોય ત્યા, કવચિત લગ્નપ્રસગો પણ થાય છે જે બાળા કુમારિકા હોય, ને કુમારિકા રહેવા જ ઇચ્છતી હોય તે આવા પ્રસગોમા ભાગ ન લે, એમ ગાંધીજી ઇચ્છતા એવે એક પ્રસગે તેમણે કહેલુ 'જે કન્યા કુમારિકા રહેવાના નિશ્ચયવાળી છે તે, કૌતુકથી કે બીજા કારણસર, પરણેલાના જીવનનુ છૂપુ નિરીક્ષણ કદી ન કરે જાહેર નિરીક્ષણ પણ કુતૂહલથી ન કરાય એવુ નિરીક્ષણ કરનારી બાળાનુ મન કુમાર નથી પણ વિષયની આરાધના કરનારુ છે '

(૧૧) ૧૯૪૪ મા ગાધીજી આગાખાન મહેલમાથી છૂટીને આવ્યા પછી પૂને રહેલા તે વખતનો પ્રસગ છે ત્યા તેમને દર્શને આવનાર એક બહેનના મો પર નિસોટા પડેલા હતા તે નિસોટા ૧૯૪૨ની લડતના સમયમા જ કઈક ઐતિહાસિક પ્રસગને અગે થયેલા હતા એ બહેનના ગયા પછી ગાધીજીના એક અન્તેવાસીએ તેમને પૂછ્યુ 'બાપુ, —બહેનના મોઢા પર ઐતિહાસિક નિસોટા હતા તે આપે જોયા કે?' જવાબમા ગાધીજી કહે 'તમારે તો મને એમ પૂછવુ જોઈતું હતુ કે હુ કોઈનાયે મોઢા સામે નિહાળીને જોઉ છુ ખરો?'

વડોદરા, ૨૧-૭-૪૫

## ગાંધીજીનું પ્રોત્સાહન

**ડૉ મનુભાઈ જયશંકર ત્રિવેદ**

(૧) ૧૯૩૦મા મારા મનમા ભારે ક્ષોભ ચાલી રહ્યો હતો તે વેળા ગાધીજીએ મને સાન્ત્વન આપતા જેલમાથી આ પ્રમાણે કાગળ લખેલો 'ચિ. મનુ, તુ શાન્ત થયો કે? જો સમાધાન ન થયુ હોય તો મારી પાસે ફરી ઝૂઝજે તારી પાસે પરાણે પુણ્ય નથી કરાવવુ પરાણે પુણ્ય આ જગતમા હજુ સુધી કોઈ કરી જ નથી શકયુ તારી તો ઇચ્છા પણ શુભ જ છે એટલે તને દૂભવીને ત્યા જ નથી બેસાડી રાખવો. —બાપુના આશીર્વાદ (૭-૯-૩૦)'

(૨) ૧૯૩૬મા હુ વિયેના (ઑસ્ટ્રિયા)ની એમ ડી ની પરીક્ષામા પાસ થયો તેની ખબર મે ગાધીજીને લખેલી, ને મારી કેટલીક મૂઝવણ પણ જણાવેલી તેના જવાબમા તેમણે મને લખ્યું 'સત્ય ને અહિસાનો માર્ગ લેવો એટલે પોતાની ખામીઓના દર્શન કરવાના હોય જ.

પણ જો એ દર્શન આપણી ગતિનો વેગ ન વધારે, આપણા પુરુષાર્થને ઉત્તેજિત ન કરે તો એ દર્શન તે દર્શન નથી પણ માર્ગ છોડવાનું બહાનું છે "મારામાં યોગ્યતા નથી,' એમ કહી માર્ગ છોડનારા હમણાં મને ઘણા મળ્યા છે માર્ગ છોડયા પછી તેના માણસોને સત્ય ને અહિંસા પ્રત્યે સૂગ પેદા થાય છે, ને છેવટે તે ભોગને ધર્મ સમજતા થઈ જાય છે એવો થાક તને ન જણાઓ દેહધારીરૂપે આપણે અપૂર્ણ છીએ, રજકણથીયે ઊતરતા છીએ આત્મારૂપે ઇશ્વરના અંશ છીએ જે શક્તિ સમૂહમાં છે, જે ગુણ તેમાં છે તે જ શક્તિ ને ગુણ તેના પ્રત્યેક બિન્દુમાં છે, એ વિષે શંકા નથી તેમજ તારે વિષે શંકા ન કરતો દેહને આત્માને ઓળખવાનું સાધન માનીએ, ને આત્મા તેનો નિયન્તા છે એમ જાણીએ, એટલે બાકી બાથ આવી સમજ પછી સર્જન થા કે બાળકોનો વૈદ્ય થા એની દરકાર તને પણ ઓછી રહેશે —બાપુના આશીર્વાદ (ડિસેંબર ૧૯૩૬)'

(૩) ૧૯૩૧ માં ગાંધીજી વિલાયતથી પાછા ફરતા મહર્ષિ રોમેં રોલાંને મળવા સ્વિટ્ઝરલેંડ ગયેલા હું તે વેળા જર્મનીમાં અભ્યાસ કરતો હોવાથી, થોડાક દિવસ ગાંધીજી સાથે ગાળવાને લોભે વિલનવ પહોંચી ગયેલો તે વેળાની મેંયણ નાની વાતો યાદ રહી ગઈ છે લુઝાનમાં એક સભામાં પ્રશ્નોત્તરી દરમ્યાન તેમણે કહેલું 'પહેલાં હું પરમેશ્વર એ સત્ય છે એમ કહેતો પછી સત્યને જ પરમેશ્વર તરીકે ઓળખવા લાગ્યો ત્યારથી હું કહેવાતા નિરીશ્વરવાદીઓને પણ વધારે સમજવા લાગ્યો મને થયું, એ પણ અમુક સત્યની શોધ કરનારા ને તેને માર્ગે ચાલનારા છે જ ને!' જીનીવામાં રેડ ક્રોસની ઉપયોગિતા વિષે એરી મતનનો જવાબ દીધેલો કે 'લડાઈમાં ઘાયલ થયેલાને મદદ કરવી એ તો સારું છે જ પણ હું તો એવા જમાનાની વાટ જોઉં છું કે જ્યારે લડાઈઓ જ ન હોય અને રેડ ક્રોસ સોસાયટીઓની જરૂર જ ન રહે ' એક તો સ્વિટ્ઝરલેંડનો

## ગાંધીજીની સહૃદયતા

**ઝવેરભાઇ પુરુષોત્તમ પટેલ**

૧૯૪૪ ના અન્તમા ચરખા સ ઘની બેઠક પછી, રાજાજીની સૂચના સ્વીકારીને, ગાધીજીએ ખોરાકના ઉપવાસને બદલે કામનો ‘ ઉપવાસ ’ સ્વીકાર્યો હતો. એ ઉપવાસ દરમ્યાન તેઓ સેવાગ્રામથી વર્ધા આવીને એક સપ્તાહ માટે જમનાલાલજીના દીકરી શ્રીમતી મદાલસાબહેનને ત્યા રોકાયા હતા. એ સપ્તાહનો ઉપયોગ તેમણે વર્ધા ને નાલવાડીની સસ્થાઓ જોવામા કર્યો જેલમાથી છૂટયા પછી સસ્થાઓની સ્થિતિ જાતે નિહાળવાનો એમનો ઇરાદો હતો જ આ અનોખા ઉપવાસને લીધે એ ઇરાદો પાર પડયો ઉપવાસ અનોખો એક કરતા વધારે દૃષ્ટિએ હતો એક તો કામના ઉપવાસની કલ્પના જ નવીન બીજુ એ ઉપવાસનો અર્થ કામ છોડવુ એવો હતો જ નહી ઊલટુ ઉપવાસ દરમ્યાન એમનો કાર્યક્રમ ભરચક રહ્યો. પણ પોતે થઇને અમુક કામ કરવુ છે, અમુક કામ બાકી રહી ગયુ છે, એવો બોજો મગજ પર ન રાખતા, અનાયાસે જે કામ સામે આવી પડે તે કરવા, ને મગજને હલકુ રાખવુ, એ અર્થ હતો એ રીતે એ માનસિક બોજાનો ઉપવાસ હતો એમ કહી શકાય

વર્ધાના એક સપ્તાહના એ વસવાટ દરમ્યાન મગનવાડીના કામને અગે હુ ગાધીજી પાસે બેઠો હતો અમૃતલાલ નાણાવટી પણ હતા કનુ ગાધી પીઠે માલિશ કરતા હતા ગાધીજીનો માલિશનો સમય સામાન્ય રીતે સવારનો હોય છે, અને ત્યારે તેઓ સૂતા સૂતા આખે શરીરે માલિશ કરાવે છે આ સમય રાતનો હતો બેઠા બેઠા માત્ર પાસળીઓ જ ચોળાવતા હતા એટલે આ માલિશમા કઇક વિશેષતા જણાઇ મે પૂછ્યું. ‘ બાપુજી, આપની તબિયત કેમ છે ? ’ ‘ સારી છે, ’ તેમણે ઉત્તર આપ્યો ‘ માત્ર અત્યારે મારી પાસળીઓમા દુખાવો ઊપડયો છે, પણ

તેનું કારણ જાણો છો? નંદનાલની દીકરી હરિઇચ્છાની તબિયતના સમાચાર જાણીને મને આઘાત પહોંચ્યો છે. એ બિચારીને જીવનાની ઉમેદ છે. સુશીલા એને લઇને નાગપુર ડાક્ટર ડેવીડને બતાવી આવી. ડાક્ટરે કહ્યું કે એના બંને ફેફસાં પૂરેપૂરાં બગડી ચૂક્યાં છે, ને પોતે કેસ હાથમાં લેવા તૈયાર નથી. ડાક્ટર બીજું કરી પણ શું શકે? નંદનાલના માથા પર પણ બોજો છે. બધા મૂંઝાયા છે. આ પરિસ્થિતિથી મને આઘાત લાગ્યો છે, ને આઘાતને કારણે મારી પાંસળીઓ દુખે છે. એ દુખાવો ઝાઝો વખત ટકવાનો નથી. આ વાત શમી જશે એટલે દુખાવો પણ શમી જશે.'

વર્ધા, ૨૧–૭–૪૫

# એમના મન્ત્રીમંડળમાં

કહ્યુ 'બાપુજી, તમે કાગળ બચાવો છો, પણ અમારી તો આંખો ફૂટે છે!' પેલી ઝીણા કાગળની પસ્તી મારા હાથમા જ હતી ગાધીજી કહે 'એ મને પાછી આપ' મે કહ્યુ 'ના, આ હુ નવી લાવી તેના પર તમે લખો' ગાધીજી કહે 'ના, તુ પહેલી મારી પસ્તી પાછી લાવ પછી તને કહુ' મારે નછૂટકે હાથમાની પસ્તી આપવી પડી એમાથી જ એક ઝીણો કાગળ લઈ એની ઉપર એમણે શાહીથી લખ્યુ 'હુ જાણુ છુ કે મારે શાહીથી લખવુ જોઈએ. એને માટે આ પસ્તી જવાબદાર નથી પણ હુ છુ હવે હુ શાહીથી લખીશ પણ આ પસ્તી તો હુ રાખીશ જ.' મે કહ્યુ 'તમારે હવે આવી પસ્તી નહી વાપરવાની હુ હમેશા સારી આપી જઈશ' આવુ તો ત્યારપહેલા ઘણાએ કહ્યુ હશે પણ કોણ જાણે ક્યાથી ગાધીજી ખરાબ પસ્તી શોધી જ કાઢે છે કા તો ખરાબ રીતે ફાડેલા પરબીડિયાની હોય, કા તો પાતળા કાગળની હોય ગાધીજીની ઘણીયે અગત્યની વાતો આવી પસ્તી ઉપર જ લખાય આપણે એની નકલ કરી લઈએ એ જુદી વાત પણ આપણને એમના જ હસ્તાક્ષરમા એ રાખવાનુ મન થાય એ તો તદ્દન સ્વાભાવિક છે

(૨) ગાધીજી રોજ બપોરે પેટ ઉપર માટીનો પાટો રાખીને સૂઈ જાય છે એ પાટો છૂટી ન જાય કે ખસી ન જાય તે માટે એના પર એક કપડુ વીંટી એને સેફ્ટી પીન લગાડે છે એક દિવસ એ પીન ક્યાક મુકાઈ ગઈ પાટો તૈયાર કરનારી છોકરીએ ખૂબ શોધી પણ મળી નહી ગાધીજી ચિડાશે એ બીકે એણે એવા જ કદની બીજી એક પીન ત્યા મૂકી એને બિચારીને ખબર નહી કે ગાધીજીની પીન એક ખાસ જાતની, કાટ ન લાગે એવી, હોય છે સજોગવશાત્ ચોપડીઓ મૂકવાના ખાનામાથી ગાધીજીને જ એ પીન મળી પેલી છોકરી પાટો બાધવા આવી ત્યારે ગાધીજીએ પૂછ્યુ 'આ પીન ક્યાથી આવી?' જવાબમા એણે કહ્યુ 'ત્યા બાથરૂમમા

પડી ગઇ હતી તે મળી.' ગાંધીજી કહે 'જો એ પીન તો આ રહી તું ડરી જઇને એક પીન માટે થઇને જૂઠું બોલે તેના કરતા ભૂલ કબૂલ કરી દે તો એમાથી નમ્રતા શિખાય. આવી નાની વસ્તુ પરથી જૂઠું બોલવાની આદત ઘણીવાર મોટું સ્વરૂપ પકડે છે.'

( ૩ ) છએક મહિના પર સેવાગ્રામમા ગાંધીજી માંદા પડી ગયા હતા. ખૂબ સખત ઉધરસ હતી એક વૈદ્યે પોતાની દવા સાથે એમને બદામનો શીરો ખાવાની સૂચના કરી એવી ભારે ચીજ ગાંધીજીને પચે જ નહી એમણે પહેલા તો ના પાડી પણ એનાથી તેઓ સારા થશે એવી વૈદ્યને ખાતરી હતી, અને એણે ખૂબ આગ્રહ કર્યો એટલે ગાંધીજીએ ખાવાની હા પાડી. શીરો આવ્યો ત્યારે કાનો* પાસે બેઠો હતો એ કહે 'બાપુજી તમારાથી શીરો ખવાય? આ તો મીઠાઇ જ કહેવાય ને? તમે તો બધાને આવુ ખાવાની ના પાડો છો, ને આશ્રમમા તમે જ સૌથી મોટા થઇને ખાઓ છો! આ તમને પચવાનો જ નથી.' ગાંધીજી હસ્યા અને ખાઇ ગયા અડધા પોણા કલાક પછી એમને ઊલટી થઇ ગઇ એ પચે એમ તો હતુ જ નહીં કાનો કહે 'જુઓ, હુ કહેતો હતો એવુ જ થયુ ને?' ગાંધીજી હસ્યા અને કહે 'ખરી વાત છે.'

( ૪ ) હુ એક વરસની હતી ત્યારની, મારી બાએ કહેલી, વાત છે ઉનાળાના દિવસ હતા, સાબરમતીની ગરમી એટલે પૂછવુ જ શુ? એક દિવસ મને લઇને મારી બા સાંજની પ્રાર્થનામા ગઇ બધા બેસી ગયા હતા પ્રાર્થના શરૂ થવાને થોડી વાર હતી એટલામા મે રડવા માંડયુ ગાંધીજીએ જોયુ, ને મારી બાને પૂછ્યુ 'આ કેમ રડે છે?' મારી બા કહે 'હુ એને આ ઝભ્ભુ ને ચડ્ડી પહેરાવીને લાવી છુ ને એને તાપ લાગે છે'

* શ્રી રામદાસ ગાંધીનો પુત્ર

ગાંધીજી કહે ' એને વળી કપડાં શા ? કાઢી નાખો એ તો ભગવાનને ત્યાંથી જે કપડાં પહેરીને આવી છે તેમાં જ ખુશ રહેશે એને આની જરૂર નથી. '

( ૫ ) નાના છોકરાંને ભેટ આપવાની માઈ વાત નીકળે ત્યારે બહેન મનુએ કહેલો એક પ્રસંગ યાદ આવે છે એણે પ્યારેલાલજીના ભાઈની નાની બેબી માટે એક ચાંદીનો ઘૂઘરો ને ચાંદીનો પ્યાલો ભેટ મોકલ્યા સુશીલાબહેને એ બન્ને ચીજો ગાંધીજીને બતાવી મનુ તો તે વખતે ત્યાં હાજર નહોતી એટલે ગાંધીજીએ પ્યાલો ને ઘૂઘરો પાછા મોકલ્યા, અને એક ચિઠ્ઠી લખી કે ' હવે તને મનુડી કેમ કહેવાશે ? તુ તો મનુબહેન બની ગઈ ! હુ તો આ જોઈને ઊકળી ઊઠ્યો છુ ચાંદીનો ઘૂઘરો અને પ્યાલો તને શોભે ? તુ બેબીને બગાડવા માગે છે ? પણ મારા દેખતા તુ એને નહી બગાડી શકે હુ ઇચ્છુ કે આ ઘૂઘરો ને પ્યાલો તુ તારી પાસે જ રાખે એ તને યાદ રહેશે આપણને ગરીબને આવી ભેટ આપવી ન શોભે અને લેવી પણ ન શોભે '

પૂના ૨૦–૭–૪૫

## પહેલા પ્રભાતના પહેલાં કિરણો

**નારાયણ મહાદેવ દેસાઈ**

જીવનનુ પહેલુ પ્રભાત કોને ન સાંભરે ? કુમળા ફૂલને સૂર્યદેવ પોતાના કિરણો વડે વિશ્વાસના મથતા હોય ત્યારે ફૂલ કેવી લાગણી અનુભવતુ હશે ? એ લાગણી ફરીથી અનુભવવાનુ મન કયા ફૂલને ન થાય ?

ગાંધીજીને ત્યારે હુ ' દાદા ' કહેતો બીજા જે નામથી બોલાવતા

હોય એનાથી કંઇક જુદે જ નામે બોલાવવામાં મને એક પ્રકારનો ગર્વ થતો. દાદાજીની પહેલી યાદ તો એટલી જ છે કે તેઓ અમને બધાંને બહુ વહાલા લાગતા, અને એટલે જ બહુ સારા લાગતા. ફરવા જવાનું હોય ત્યારે મોટાઓ એમની 'લાકડી' થવા બહુ ફાંફાં મારે, પણ 'લાકડી' તો અચૂક અમે જ થઇએ. દાદાજીની ચાલવાની ઝડપ એવી કે કેટલીકવાર તો અમે હારી જતા. આમ છતાં પણ મોટેરા જે ન મેળવી શક્યા તે અમે સહેલાઇથી મેળવી લીધું તેનો અમને ખૂબ જ આનન્દ રહેતો. પ્રાર્થનામાં પણ એમ જ. બીજા બધા ગાંધીજીની સામે હારબંધ બેસે. અમે ગાંધીજીની પાસે જ હાર બનાવીને બેસીએ. કેટલા ગર્વની વાત! પરંતુ જ્યારે બન્ને જણ એમના ખોળામાં ચડી બેસતા ત્યારે કપરું પડતું. આખી પ્રાર્થનામાં અમારે શાન્તિપૂર્વક બેસી રહેવું પડતું તેનો અમે બદલો વાળતા.

પણ થોડા જ દિવસમાં એક એવો પ્રસંગ બન્યો જેને લીધે અમે ગાંધીજી ઉપર ખૂબ ચિડાઇ ગયા. શાન્તિકુમારભાઇએ મુંબઇથી એક કરંડિયો ભરીને રમકડાં અમારે માટે મોકલેલાં. એક દિવસ એ ગાંધીજીના ઓરડામાં પડ્યાં રહ્યાં. અમને વાત મળી. અમારામાંનો એક જણ જાતે જઇ એની તપાસ કરી આવ્યો. અમારી પાસે આવીને એકેએક રમકડાનું એણે લલચાઇ જવાય એવું વર્ણન આપ્યું. અમે બધા બાળકો એ તોપો, ગાડીઓ ને ઘોડાઓના માલિક બનવા તલપાપડ થઇ ગયા. પણ એટલામાં અમને ખબર પડી કે અમને એ નથી મળવાનાં. 'બાપુજીએ ના પાડી છે.' અમે તો ઊપડ્યા લશ્કર લઇ બાપુજી સાથે યુદ્ધ કરવા.

આક્રમણ અમે જ શરૂ કરીએ ને! 'બાપુજી, અમારાં રમકડાં અમને આપો. એની ઉપર અમારો હક છે,' અમારામાંના કોઇક મોટા છોકરાએ કહ્યું.

'કેમ ?'

'તમે એ રમકડાનું શું કરશો ?'

'અમે એનાથી રમીશું '

'એ રમકડે આપણાથી રમાય કે ?'

બાપુએ અમને 'આપણે' મા ગણ્યા, એટલે અમારુ વિરોધી બળ કેટલેક અંશે ઓછું થયુ. તોયે અમે લડયે રાખ્યુ

'કેમ, એમા શુ ખોટુ છે ?'

'અરે ! એ તો વિદેશી રમકડા છે આપણે એનાથી રમીએ ? આપણે તો સ્વદેશી રમકડે રમનારા કહેવાઈએ '

વિદેશી રમકડે રમવામા કશાક નાનમ રહેલી છે એમ અમને સમજાયુ એટલે અમારી ફોજ પાછી વળી તે વેળા 'સ્વદેશી' નો અર્થ પૂરો તો કેમ સમજાયો હોય ? કારણ મને યાદ છે કે એ રમકડા આશ્રમમાથી ગયા નહી ત્યા સુધી એનાથી ન રમી શકવાનો વસવસો અમારામાથી કેટલાકને રહી ગયેલો

બાપુજી સાથેની અમારી ખરી દોસ્તી તો જામી ત્યારે તેઓ યરવડા [illegible] હતા ત્યારે દર અઠવાડિયે એક વાર આશ્રમ ઉપર તેમના [illegible] ને તેઓ અચૂક કાગળ લખતા અમને કાગળ લખતા [illegible] શીખવાની કશી ખાસ [illegible] નહોતી [illegible] [illegible] નો [illegible] [illegible] એમા [illegible] [illegible] [illegible] [illegible] અને બાપુજી અમને [illegible] આપે તે અમને [illegible] નહી એક વખત મે [illegible] 'બાપુજી, [illegible] ત્યારે [illegible] પૂછે છે ત્યારે [illegible] છે, પણ અમે તો બધાને તમારી [illegible]

તેનો જવાબ તમે કેમ એકમે લીટીમા પતાવી દો છો ?'

આ પ્રશ્નની બુદ્ધિમત્તા વિષે મોટેરાઓ પાસેથી અમે પ્રશસા સાભળી હતી એટલે મને થયુ કે ખરેખર જ મે કઇક ભારે પ્રશ્ન પૂછી દીધો છે મારી સાથે બીજા કેટલાય ગોઠિયા આ પ્રશ્નના જવાબની રાહ આતુરતા પૂર્વક જોઇ રહ્યા હતા

આખરે અઠવાડિયુ પૂરુ થયુ બાપુજીનો કાગળ આવ્યો બીજાઓના કાગળથી આ વખતે મારા પર જુદો કાગળ હતો તેમા લખ્યુ હતુ 'તારો પ્રશ્ન તો બરાબર છે પણ કૃષ્ણ ભગવાનને એક અર્જુન હતો, અને મને તો તમે કેટલાય છો, તેનુ શુ ?'

કેટલીકવાર શિક્ષકોની ફરિયાદ કરવા પણ આ કાગળોનો ઉપયોગ થતો ચોમાસાના દિવસ હતા વરસાદ વરસીને નહી ગયો હતો, પણ આગણાના ખાબોચિયા ભરાઇ ગયા હતા ઉદ્યોગમદિરમા જવાનો વખત થઇ ગયો હતો પણ હુ તો એક ખાબોચિયા પાસે બેસી એક પાદડા વડે કેટલીક ડૂબતી કીડીઓને બચાવી રહ્યો હતો એટલામા અમારા શિક્ષક મારી શોધમા ત્યા આવી પહોચ્યા મારા કાન પકડીને મને ઉદ્યોગમદિર સુધી ખેચી જવામા આવ્યો એ વિષેની પૂરી હકીકતનુ વર્ણન મે બાપુજીને લખી જણાવ્યુ તેમને એ વાચી દુ ખ થયુ, ને તેમણે શિક્ષકને કાગળ લખ્યો એને પરિણામે અમને માર પડતો બધ થયો

હવેની વાત પાચેક વર્ષ પછીની છે વર્ધાની મારવાડી હાઇસ્કૂલ (અત્યારના નવભારત વિદ્યાલય) મા મને ભણવા મૂક્યો એના પહેલા હુ ગૂજરાત વિદ્યાપીઠના વિનયમન્દિરમા હતો એટલે પહેલે જ દિવસે મને નવી શાળા ને વિદ્યાપીઠ વચ્ચેનુ અતર દેખાઈ આવ્યુ ત્યાના શિક્ષકોની ભણાવવાની રીત, અસભ્ય ભાષા અસભ્ય વર્તણૂક, અને મિજાજના કપડા

મને પૂચ્યા ઘેર આવી પિતાજી આગળ બધી હકીકત વર્ણવી મે કહ્યુ 'આ શાળામા હુ નહી ભણુ '

'તો શુ કરીશ?'

'તમારી પાસે ભણીશ '

'મારી પાસે વખત કયા હોય છે?'

'તે હુ કાઇ ના જાણુ હું તો ગમે તે થાય પણ કાલે એ શાળામા જવાનો નથી'

અમે એ વખતે મગનવાડીમા રહેતા હતા, અને બાપુજી સેવાગ્રામમા પિતાજીએ બાપુજીને કાગળ લખી માગે નિર્ણય જણાવના કહ્યુ મે કાગળ લખ્યો, અને મારો આખો 'ખટલો' બાપુજી પાસે પહોચ્યો

શ્રી આર્યનાયકમજી તે વખતે મારવાડી હાઇસ્કૂલના આચાય હતા એમનો આગ્રહ હતો કે મારે અભ્યાસ પડતો ન મૂકવો બીજે દિવસે સવારે અમને બ નેને બાપુજીએ સેવાગ્રામ બોલા વા સેવાગ્રામન સૂર્યાસ્ત અને સૂર્યોદય મનોહર હોય છે તે દિવસની સવારનુ આખુ દૃશ્ય મારી આખો આગળ તરે છે પ્રભાતના કિરણો બાપુજી પર પડતા હતા એમણે હસતા હસતા અમને બ નેને ફરવા જતી વખતે સાથે લીધા

આર્યનાયકમજીનુ કહેવુ હતુ કે 'એને વ્યવસ્થિત શિક્ષણ નહી આપો તો એનુ આખુ ભણતર રખડી જશે '

બાપુજી કહે 'આવી શાળાઓમા વ્યવસ્થિત અભ્યાસ થાય જ કેમ? બાબના ઉપર તો મારે પ્રયોગ કરવો છે ઘેર રાખીને કામ મારફતે જ યુનીવર્સીટી કરતા સારુ શિક્ષણ કેમ ન આપી શકાય?'

નાયકમજીએ બીજી દલીલ અજમાવી જોઇ 'બામલો અત્યારે

કુમળી વયનો છે એટલે નિશાળમાં ભણવા નથી ઇચ્છતો. પણ મોટો થશે ત્યારે પસ્તાશે ને તમને વગોવશે.'

બાપુજી: 'મોટો થશે ત્યારે એને પસ્તાવાપણું હું રાખીશ જ નહીં. અને યુનીવર્સીટીની કેળવણી તરફ આકર્ષાશે તોપણ મને કંઇ દુઃખ નથી થવાનું. હમણાં જો એ સમજપૂર્વક શાળામાં જવાની ના પાડતો હોય, તો એને મોકલવો એ તો અત્યાચાર જ કહેવાય.'

દલીલો અનેક થઈ. બધી દલીલોનું પરિણામ એ આવ્યું કે દલીલ કરનારને જ બાપુજીના વિચારો માનવા પડ્યા. મારે તો કોઈની સાથે દલીલ કરવાપણું નહોતું રહ્યું, કારણ મને તેમણે કહ્યું : 'તું લોકોની દલીલથી મૂંઝાઇશ નહીં. હું તારો વકીલ છું.'

આજ સુધી તેઓ મારા વકીલ રહ્યા છે. પણ એની વાત મારે આજે કરવી નથી. આજે તો પહેલાં પ્રભાતકિરણોમાં નાહવાનો આનન્દ જ લેવો છે.

સેવાગ્રામ, ૨૩-૭-૪૫

## સેવાગ્રામમાં ગાંધીજી

**મહાદેવ હરિભાઇ દેસાઇ**

ગાંધીજી વાઇસરોયને થોડા જ વખત પર મળવા ગયા ત્યારની એક વાત છે. એ વાત ગુપ્ત નથી, એટલે તે પ્રસિદ્ધ કરવામાં હું વાંધો નથી જોતો. વાઇસરૉય અને ગાંધીજી બંને લાંબી વાતચીતને અન્તે સમજ્યા કે એમની વચ્ચે મેળ ખાવાનો અવકાશ નથી. તે પછી વાઇસરૉયને થયું કે હવે પાછા મળવામાં કંઇ સાર છે ખરો ? અને કંઇ નવી વાત કે નવી

દરખાસ્ત કરવાની ન હોય, તો એકબીજાનો વખત બગાડવાથી શો ફાયદો ? પણ સાથે બીજો વિચાર આવ્યો કે આ 'વાટાઘાટો' આમ એકાએક બધ થઇ જાય એથી લોકોના મનને આઘાત નહી થવા પામે ? લોકોને ખોટી આશા સેવતા બેસી રહેવા દેવા એના કરતા તેમને ખરેખરી વાત ખુલ્લેખુલ્લા કહી દેવી એમા જ મર્દાનગી રહેલી છે, એ વાતમા તેઓ પણ સમત થયા ને પછી તેમણે ગાધીજીને પૂછ્યુ 'ત્યારે તમે સેવાગ્રામ જવા ક્યારે નીકળશો ?' ગાધીજી કહે 'મારુ ચાલે તો આજે સાજે જ બેશક તમારે મારુ કામ હોય ત્યા સુધી હુ અહી રહેવાને બધાયેલો છુ ૧૩મી સુધી હુ સહેજે રહી શકુ એમ છુ પણ મારી અહી જરૂર ન હોય તો તરત જ સેવાગ્રામ પાછો જવા ઇચ્છુ ખરો મારા મનમા એનુ જ રટણ ચાલે છે હુ ત્યા કેટલાક દર્દીઓને મૂકીને આવ્યો છુ એ મારા અતિનિકટના સાથીઓ છે ને હુ એમની પાસે હોઉ છુ ત્યારે મારા મનને જેવો આનન્દ આવે છે તેવો બીજા કશામા નથી આવતો' જેઓ ગાધીજીના નિકટના સમાગમમા નથી આવ્યા તેઓ કદાચ બોલી ઊઠશે 'આ કેવી વિચિત્ર વાત કહેવાય ! જગતમા કોઇ પણ દેશનેતા કે મુત્સદ્દી આવા વચન બોલ્યો હોય એવુ અમારી જાણમા તો નથી' ખરી વાત છે એને ગાધીજીની 'ન ગાઇ' કહેવી હોય તો ભલે કહો પણ એમનુ બળ પણ એમા જ રહેલુ છે શરીરની ને મનની બીમારી ભોગવતા માણસોની સારવાર કરવાનુ કામ તેઓ આખી જિદગી અતિશય રસથી કરતા આવ્યા છે એ વાતની એમને લગની લાગેલી છે એમ કહી શકાય પ્રાણીઓને જીવતા ચીરવા સામે એમના આત્માએ બળવો ન પોકાર્યો હોત, તો તેઓ ડાક્ટર અને શસ્ત્રવૈદ્ય થયા હોત એમણે વકીલાતનો ધધો સ્વીકાર્યો, ને એમના સમયનો ઘણો મોટો ભાગ જાહેર જીવનમા ગયો, એ ખરુ પણ માદાઓની સેવાશુશ્રૂષા કરવાની જે હોશ હતી તે તો કાયમ જ

રહી છે પહેલા તે એક શોખની ચિજ હતી, પાછળથી એમનો આત્મા એ કામને માટે તનસતો થયો છે, ને તેઓ એ કામ પોતાના આત્માને સંતોષના કરે છે એમ કહી શકાય

આ માંદા, અપંગ, ને ગાડામાં ખપતા માણસો પાસેથી જ એમને પ્રેરણા મળે છે અમે સેવાગ્રામ છોડીને ક્યાંક પ્રવાસે જઈએ છીએ ત્યારે ટપાલમાં આવેલા જે કાગળો ગાંધીજી આગળ મૂકવાના હોય તેમાં સૌથી ઉપર આ ભાઈબહેનોના કાગળ મૂકવા એવી સૂચના ગાંધીજીએ આપી રાખેલી છે આ દર્દીઓના આહાર, સ્નાન ને ઉપચાર વિષે કોઈ પ્રશ્ન પૂછવા આવે, તો ગમે તેવી અગત્યની વાતચીત કે મુલાકાત ચાલતી હોય તે વચ્ચેથી અટકાવીને પણ ગાંધીજી તેનો જવાબ આપ્યા વિના ન રહે. એમની આ ટેવ—અથવા કહેવું હોય તો કહો કે નબળાઈ—બધા જાણી ગયા છે, એટલે એકબે અપવાદ બાદ કરતાં કાર્યવાહક સમિતિની બેઠકો વર્ધા બહાર ભરવામાં આવી છે સમિતિની જે વિધિસર બેઠકો થાય છે તે તો વર્ધામાં જ ભરાય છે પણ વિધિસર ન ગણાય એવી, ને તેથી વધારે અગત્યની, બેઠકો તો સેવાગ્રામમાં આવેલી ગાંધીજીની માટીની ઝૂંપડીમાં જ થાય છે. સેવાગ્રામ આશ્રમમાં એ કુટીર નાનામાં નાની છે, છતાં ચોખ્ખાઈમાં એની તોલે આવે એવી બીજી એકે કુટીર નથી. લૉર્ડ લોથિયન અને સર સ્ટેફર્ડ ક્રિપ્સ જેવા માણસોએ એ કુટીરમાં જ ગાંધીજી સાથે વાતો કરેલી સેવાગ્રામમાં મોઢા કે ખુરશી તો હોય જ ક્યાંથી ? તાડપત્રની ચટાઈ ભોંય પર પાથરી હોય તેના પર જ બેસવાનું. ભોંય પર પલાંઠી વાળીને બેસી ન શકે તેને માટે ક્યારેક એક સ્ટૂલ મૂકવામાં આવે એટલું જ. ખુરસીઓ વગેરે નથી હોતું એને લીધે જમીન પર બેસવાની જગા ઠીકઠીક રહે છે એ સાચું. છતાં જ્યારે ૧૦-૧૫ માણસોનું કોઈ પ્રતિનિધિમંડળ ગાંધીજીને મળવા આવે ત્યારે અમને

જગાની સકડાશ બહુ પડે છે ભીંતો પર મીરાબહેને માટીથી ઉપસાવી કાઢેના કેટલાક ચિત્રો છે એ જ આ કુટીરનુ સુશોભન કે શણગાર છે.

કારેલ કાપેક નામના એક લેખકે કહ્યુ છે કે દુનિયામા બે વર્ગના માણસો હોય છે—એક વર્ગને જાતજાતનુ રાચરચીલુ ભેગુ કરી તેનાથી આખુ ઘર ભરી કાઢવુ ગમે છે. બીજો વર્ગ પોતાને માટે બને એટની ઓછી ચીજો વસાવે છે ગાધીજીમા આ બને વર્ગોનુ મિશ્રણ થયેનુ છે. તેમની જરૂરિયાતો ઓછામા ઓછી છે, છતા તેઓ જાતજાતની ચીજો ભેગી કરે છે તેઓ જેમ જરૂરી વાતો યાદ રાખી, બીનજરૂરી વાતો ભૂલી જાય છે, તે જ પ્રમાણે એમની કુટીરમા જે ચિત્રવિચિત્ર ચીજો ભેગી કરેલી છે તેનુ એમને કઈક ને કઈક કામ હોય જ છે જે પછી એમને ખીલી કે ટાકણી કે પૂઠાનો ટૂકડો કે પસ્તીમાથી બનાવેનુ પરબીડિયુ જોઈએ તે પળે એમનો હાથ અચૂક યોગ્ય જગાએ પડે છે, ને એમને એ ચીજ માટે ખોળાખોળ કરવી પડતી નથી

મળવા આવનારા ગમે તેટના હોય કે ગમે તે વખતે આવે, તોપણ આ નાનકડી કુટીરમા જ સવારથી સાજ સુધી ગાધીજીની બધી પ્રવૃત્તિ ચાલે છે રોજ સવારે ૧૧ વાગે તે ભોજનાનય બની જાય છે, કેમકે દર્દીઓના સામાન્ય ઉપચાર કરવાનુ ડૉ સુશીના નાયરને હસ્તક છે ખર, પણ એ દર્દીઓને આહાર તો ગાધીજી કહે તે જ લેવો પડે છે એ દર્દીઓમા સિધના આગેવાન અને કાર્યવાહક સમિતિના સભ્ય શ્રી જયરામદાસ દોલતરામ જેવા પ્રસિદ્ધ માણસો પણ કયારેક હોય છે એ બધા દર્દીઓને ગાધીજીની હાજરીમા જમવાનુ પીરસાય છે, ને ગાધીજી ખોરાકની એકેએક ચીજની વીગતવાર તપાસ રાખે છે આ પછી એક કલાકની અદર આ કુટીર 'ઓરીમ' બની જાય છે તે દિવસની ટપાનમા

આવેલા કાગળો ને છાપાં ગાંધીજી આગળ મુકાય છે. છાપાંમાંથી મુખ્ય મુખ્ય ખબરો સાંભળે ને કાગળો પર નજર ફેરવી જાય, તે પછી તેઓ થોડો વખત સૂઇ જાય છે; ને તેમના મદદનીશો પણ એ વખતનો એવો જ ઉપયોગ કરે છે. પછી લખવાનું કે મળવા આવેલાઓ જોડે વાતો કરવાનું કામ ચાલે છે. કેટલીકવાર તો આ વખત દરમ્યાન ગાંધીજી પેટ પર માટીની લોપરી રાખીને સૂઇ રહે છે. લોહીના દબાણુ માટેનો એમનો આ કાયમનો ઇલાજ છે—તે કોઇ ડાકટરે સૂચવેલો નથી, પણ તેમણે પોતે જ યોજેલો છે. ઉનાળામાં માથે માટીનો પાટો હોય તે જુદો. મળવા આવનારા એ જોઇને આશ્ચર્ય પ્રગટ કરે તો ગાંધીજી આનંદભેર તેમની આગળ માટીના અદ્‌ભુત ગુણોનું વર્ણન કરે છે, ને કહે છે : 'એટલા જ માટે તો હું એના પર પગ મૂકીને ચાલવાને બદલે એને મારા માથા ને પેટ પર મૂકું છું.' આ પછી કાંતણનો વારો આવે છે. એની સાથેસાથે લગભગ હંમેશાં મળવા આવેલાઓ જોડે વાતો તો ચાલવાની જ. પણ કયારેક તેઓ છેલ્લામાં છેલ્લી ઢબના રેંટિયાની વીગતો તપાસવામાં ને તેના યોજકને સૂચનાઓ આપવામાં ગરકાવ થઇ ગયેલા પણ જોવામાં આવે છે.

'યરવડા ચક્ર' એ નામ કેવી રીતે પડયું એની ખબર બહુ ઓછા લોકોને હશે. એક જગાએથી બીજી જગાએ સહેજે ફેરવી શકાય એવો રેંટિયો મૂળ તો સુરતના શ્રી. વીમાવાળાએ યોજેલો. ગાંધીજી ૧૯૩૦માં યરવડા જેલમાં હતા ત્યારે તેમણે અનેક પ્રયોગો કરીને એ રેંટિયામાં ઠીકઠીક સુધારા કર્યા, ને તેને સંપૂર્ણતાએ પહોંચાડયો. તેથી જ એ પેટી-રેંટિયાનું નામ 'યરવડા ચક્ર' પડયું છે. તે જ પ્રમાણે, એ જ યરવડા જેલમાં તેમણે કરેલા અનશનને પરિણામે જે કરાર થયો તે 'યરવડા કરાર'ને નામે ઓળખાય છે.

પણ આ તો વિષયાન્તર થયું. પાંચ વાગે સાંજના ભોજનનો ઘંટ વાગે

છે, ને આ કુટીર ફરી ભોજનાલયનું રૂપ ધારણ કરે છે, ને સ્ત્રીઓ ફરી ત્યાં આવે છે. ભોજન થઈ રહે એટલે કુટીર સૂની પડે છે, કેમકે સહુ ફરવા જાય છે. સાયંપ્રાર્થના પછી આ કુટીર ને તેની આગળની નાની ઓશરી શિયનગૃહ બની જાય છે. ગાંધીજીના નિત્યક્રમમાં પ્રાર્થનાના જેટલું જ અનિવાર્ય સ્થાન સમાચારસાજના ફરવાને છે. એ વખતે પણ તેઓ ઘણું કામ ઉકેલે છે. રસોડું, ખેતરના પાક, કે ગૌશાળામાં નવું જન્મેલું વાછડું, એ સર્વને લગતી વીગતો તે તે વિભાગના સંચાલકની સાથે તેઓ ચર્ચે છે. વધાના ચર્માલયના કે ગ્રામઉદ્યોગ સંઘના ઘણા કાર્યકર્તાઓ વાતો માટે જુદો સમય નથી માગતા પણ ગાંધીજી સાથે ફરવા જઈને પોતાનું કામ પતવી લે છે. ઘણીવાર એ વખતે ગંભીર પ્રશ્નો વિષે ચર્ચા પણ થાય છે. પણ એવા કોઈ મુલાકાતી ન હોય ત્યારે ગાંધીજી તેમની સાથે નીકળેલા નાના બાળકો સાથે વિનોદ કરીને દિવસનો થાક ઉતારે છે ને એ બાળકો — ગાંધીજીના એ નાનકડા પૌત્રો — એમને ઘણીવાર ખડખડાટ હસાવે છે. એ નાનો બાળક પૂછે છે 'બાપુજી તમે દિલ્હી જાઓ છો?' 'હા.' 'કેમ?' 'વાઈસરૉયને મળવા.' 'પણ દર વખતે તમે જ વાઈસરૉયને મળવા જાઓ છો. વાઈસરાય તમને મળવા કેમ નથી આવતા?' એ સાંભળીને સહુ ખડખડાટ હસી પડે છે. બીજો પૌત્ર ૧૬ જ મહિનાનો છ. મૌનવાર હોય ત્યારે તે 'બાપુજી, બાપુજી' કરીને બૂમ પાડે પણ જવાબ ન મળે એટલે તે ગાંધીજીની લાકડી ફરીફરીને ખેંચે છે, પોતે હસે છે, ને સહુને હસાવે છે.

૯

પણ કામનો બોજો દિનપ્રતિદિન વધતો જાય છે, એટલે આવી વિનોદની પળો અતિવિરલ થઈ પડી છે. દિવસ હોય કે રાત, નાગપુરથી છાપાવાળાઓ ભારતમન્ત્રી લૉર્ડ ઝેટલેન્ડનું છેલ્લું ભાષણ કે લૉર્ડ લોનલીથગોની તાજી જાહેરાત લઈને, એ વિષેનો ગાંધીજીનો અભિપ્રાય

પૂછવા આવી ચડે છે એ બધાનો એમને ફરવાને વખતે વાચી સભળાવાય છે ને તેનો જવાબ તેઓ પાછા આવીને લખાવે છે, અથવા દિવસમા ગમે ત્યારે થોડોક વખત કાઢીને લખી કાઢે છે હિંદની પરિસ્થિતિ વિષેની લૉર્ડ ઝેટલેન્ડની છેલ્લી મુલાકાતનો જવાબ ગાધીજીએ માલિસ અને હજામત કરાવતા કરાવતા લખેલો એમના અક્ષર કઇ બહુ સુવાચ્ય તો ન ગણાય ને આમ બીજા કામની સાથે લખેલા હોય ત્યારે એ ઉકેલવાનુ બાપડા ટાઈપિસ્ટને જ નહી, ક્યારેક તો ગાંધીજીને પોતાને પણ મુશ્કેલ થઇ પડે છે

ગયા સ્વાતન્ત્ર્ય દિન પ્રસગે લેવાની પ્રતિજ્ઞા વિષે અનેક પ્રશ્નો લઇને અમારામાથી એક ભાઈ ગાંધીજી પાસે ગયા, ને પૂછ્યુ 'મને આપ શુ કરવાની સલાહ આપો છો? જેમાથી આટલા બધા અર્થો નીકળી શકે એવી પ્રતિજ્ઞા આપે કેમ ઘડી?' ગાંધીજી કહે 'જુઓને, વેદમાથી અગણિત અર્થો નીકળે છે કે નહી? આપણી પ્રતિજ્ઞા પણ વેદના જેવી છે તમારામા એનો અર્થ કરવા જેટલી બુદ્ધિ ન હિંમત હોય તો પ્રતિજ્ઞા લો. નહી તો ન લેશો '

'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ના અગ્રલેખને મથાળે એક વિચારરત્ન દરરોજ અપાય છે તે ગાંધીજી અચૂક વાચે છે ઘણીવાર તો એ સિવાય બીજુ કશુ વચવાને એમને દિવસમા વખત જ નથી રહેતો થોડા વખત પર એમને એમા એક વચન એવુ મળી ગયુ જેનુ આચરણ તેઓ જીવનભર જ્ઞાનપૂર્વક કરતા આવ્યા છે, કેમકે એમા અહિંસાનુ એક અગ વર્ણવેલુ છે એ વચન તેમણે હવે પોતાની બેઠક સામેની દીવાલ પર ટિંગાડ્યુ છે એનો અનુવાદ આ પ્રમાણે છે 'તમારી વાત સાચી હોય ત્યારે તમને મિજાજ ઠેકાણે રાખવો પોસાય એવુ હોય છે તમારા વિરોધીની વાત સાચી હોય ત્યારે તમને મિજાજ ખોવાનુ પોસાય એવુ નથી હોતુ '

એટલે જ કોઇ અમલદારના ખીજ ચડે એવા બયાનથી કે કોઇ મુત્સદ્દીના બેહૂદા ભાષણથી તેઓ ખિન્નતા કે બેચેન થતા નથી ' તુલસીરામાયણ તેમને નિરંતર પ્રેરણા ને શાન્તિ આપે છે, ને તેને એમની પ્રાર્થનામા ગીતાના જેટલુ જ સ્થાન છે તુલસીદાસનુ એક વચન તેમની જીભે હમેશા ચડે છે, તે આ પ્રમાણે છે

જડ ચેતન ગુણદોષમય વિશ્વ કીન્હ કરતાર,
સંત હંસ ગુણ ગહહિ પય, પરિહરિ વારિવિકાર

આને અંગે કેટલાક પ્રસંગો અહીં આપવા જેવા છે એક દિવસ સરદાર વલ્લભભાઇ ગાધીજીને કહે 'છાપામા આવ્યુ છે કે લૉર્ડ લીનલીથગોએ પોતાના ભાષણની એક નકલ અગાઉથી તમને મોકલી હતી તે સૂચનાઓ માટે કે ફેરફાર માટે ?'

ગાધીજી કહે 'એ સાવ જૂદી વાત છે એ વાતમા સૂચના કે ફેરફારની જરૂર નથી એને તો ફેકી જ દેવી જોઇએ '

સરદાર હસતા હસતા કહે 'પણ તમારામા બધા દેવોને રાજી રાખવાની આવડત છે જે લેખમા તમે વાઇસરૉયના ભાષણને વિષે કઇક સારુ કહ્યુ એ જ લેખમા જયપ્રકાશ અને સોશિયાલિસ્ટોની પણ તારીફ કરી !'

ગાધીજી પણ સામે હસીને કહે 'ખરી વાત છે એ વસ્તુ મને મારી માએ શીખવેલી. એ મને વૈષ્ણવ હવેલી ને શિવમન્દિર બને ઠેકાણે જવાનુ કહેતી ને અમારા લગ્ન થયા ત્યારે બધા હિન્દુ મન્દિરોમા જ નહી પણ એક ફકીરની દરઘાએ પણ અમે દર્શન કરવાને ગયેલા !'

એક દિવસ બપોરે એક અમેરિકન પત્રકાર એમની મુલાકાત લેવાને આવેલો ગાધીજી એને અદર મોનાગના જતા હતા ત્યા જ એક માણસ

દોડતો દોડતો આવીને કહેવા લાગ્યો કે શ્રી. આર્યનાયકમના નાના દીકરાનો અંતકાળ ચાલે છે. અડધા કલાક પહેલાં તો એ નાનો ચબરાક બાળક બીજા છોકરાઓની સાથે રમતો કૂદતો હતો, એટલે આ ખબર અમારા માન્યામાં આવી નહીં. ગાંધીજી ઉતાવળે ચાલતા ચાલતા ખેતરોમાં થઈને શ્રી. આર્યનાયકમની કુટીરે ગયા, ને બાળકની માતા શ્રીમતી આશાદેવીને આશ્વાસન આપવા લાગ્યા. બાળક તો મૂર્છામાં હતો, ને તેમાંથી ઊઠવાનો નહોતો. પણ ગાંધીજી યાદ રાખીને મને એટલું કહેતા ગયેલા કે ' હું પાછો આવું ત્યાં સુધી આ માણસને બેસાડજો.' બીજે દિવસે ખબર પડી કે ક્વીનીનની ગોળીઓ આખી બાટલી ભરીને હતી તે એ બાળક ખાઈ ગયેલો. એ ગોળીઓ પર ખાંડનું પડ આવે છે એટલે એ ગળી ગળી લાગી તેથી ખાઈ ગયો, ને એનું ઝેર એના શરીરમાં વ્યાપી વળ્યું. એકેએક માણસના મનમાં ભારે ગભરાટ ફેલાયેલો હતો. પણ ગાંધીજીએ ખેલ ખલાસ થઈ ગયેલો જોયો એટલે તેઓ પાછા ફર્યા, ને પેલા અમેરિકન પત્રકારને અંદર બોલાવ્યો. એ માણસ પાસે કંઈ ખાસ પ્રશ્ન તો પૂછવાના નહોતા, એટલે તે જગતની સામાન્ય પરિસ્થિતિ વિષે પૂછવા લાગ્યો.

' મારી સ્થિતિ કૂવાના દેડકા જેવી છે,' ગાંધીજીએ તરત જ જવાબ દીધો. ' મારે મન તો આખું વિશ્વ હિંદમાં ને સેવાગ્રામમાં સમાઈ ગયેલું છે. મારા કેટલાક સાથીઓ જગતના રાજકારણનો જેવો અભ્યાસ કરે છે તેવો હું નથી કરતો.'

બીજો સવાલ: ' આવતા છ મહિનામાં કંઈ જાણવા જેવા સમાચાર મળશે ખરા?'

' કંઈ ધડાકા નહીં થાય,' અમેરિકન પત્રકારના પ્રશ્નનો મર્મ કળી જઈને ગાંધીજીએ કહ્યું. ' અમારે જે દબાણ મૂકવું પડશે તે પણ હળવામાં હળવું હશે. પશ્ચિમનાં હિંસક કામોથી જેટલો ધમધમાટ થાય છે તેટલો

હિંદમા અમે જે અહિંસક લડત ચલાવીએ છીએ તેનાથી પેદા થાય એમ હોતું નથી. વળી તમારે એ પણ ન ભૂલવુ જોઇએ કે અમારી પાસે યુદ્ધના શસ્ત્રમા એકલો રેંટિયો જ છે.'

'પણ કશો ઉત્પાત નહી થાય ?' પેલા ભાઇએ પૂછ્યું. એવા ઉત્પાત વિના છાપાવાળાને કશો ધમધમાટ જોવા લખવા ન મળે, એતું જાણે દુ:ખ એના અવાજમા દેખાઇ આવતુ હતું.

ગાંધીજી કહે. 'હા, બ્રિટિશ અમલદારોને ઉત્પાત જોઇતો હોય તો તે તેમને માગે ત્યારે મળી શકે એમ છે એટલે કે તેઓ અમને ગોચપરોણા કરીને ઉશ્કેરે તો ઉત્પાત થાય. પણ એમને એ જોઇએ છે એમ હુ માનતો નથી ને હુ પોતે લડવાને માટે તલસી રહ્યો નથી '

'હવે કહો, સાહેબ, આપની તબિયત કેવી છે ?'

ગાંધીજીએ તરત જવાબ દીધો 'આ પેન્સીલના જેવી મધ્યમ.' ('મિડલિંગ') કહીને તેમણે હાથમાંની પેન્સીલ સામે ધરી તેના પર લખેલો 'મિડલિંગ' (મધ્યમ) શબ્દ બતાવ્યો.

પત્રકાર જોઈ શક્યો કે પેલા બાળકના અકાળ અવસાનથી વાતાવરણ ગમગીન થઈ ગયું હતું તેવે વખતે પણ ગાંધીજી હસી ને હસાવી શકતા હતા.

પણ ઘણીવાર તો ગાંધીજી આ મુલાકાતીઓથી જ નહી, પણ આસપાસના અશાન્તિજનક વાતાવરણથી ભાગવા મૌન ધારણ કરીને બેસી જાય છે જે વસ્તુઓ કર્કશ લાગે છે, અને ચિન્તા ને ગીડ ઉપજાવે છે તેમાથી ભાગી છૂટવાનો એમનો આ સૌથી સચોટ ઇલાજ છે. આજના મનોવ્યથાથી ભરેલા દિવસોમાં તેઓ ઘણીવાર અખંડ મૌન ધારણ કરે છે, અને તે દર્દીઓ અથવા તાકીદની મુલાકાતો માટે જ બોલે છે. એ

આસપાસની વ્યગ્રતામાથી નાસી છૂટવાનો અચૂક ઇલાજ છે, એટલું જ નહી પણ ઇશ્વર પાસેથી પ્રેરણા મેળવવાનુ પણ અમોઘ સાધન છે. એકવાર એક મિત્રે આ મૌનનુ રહસ્ય પૂછ્યુ, તેને તેમણે કહેલુ 'હુ મૌનમા હોઉ છુ ત્યારે ઇશ્વરની સાથે વધારે અનુસધાન અનુભવી શકું છુ. જોકે હુ એટલુ કબૂલ કરુ છુ કે આપણે મૌનમાં હઇએ કે બોલતા હઇએ, એકાન્તમા હઇએ કે ધાધલિયા ટોળામા હઇએ, તોપણ નિરતર ઇશ્વરની સાથે અનુસધાન અનુભવવાની શક્તિ આપણામા હોવી જોઇએ મૌનવાર મે શરૂ કરેલો તે તો ખલેલ વિના કામ કરવાનો એક આખો દિવસ મળે એટલા સારુ મારે એકાગ્રપણે કામ કરવુ હોય છે ત્યારે ઘણીવાર, સોમવાર સિવાયનો બીજો દિવસ હોય તોપણ, મૌન લઉ છુ. એ જોકે શરૂ તો શારીરિક સગવડને ખાતર કરેલો, છતા આત્મવિકાસમા પણ ભારે મદદરૂપ થઇ પડ્યો છે. દિવસોના દિવસ સુધી હુ અખડ મૌન પાળતો હોઉ છુ ત્યારે ઇશ્વરનુ સાનિધ્ય વધારે ને વધારે અનુભવુ છું'

હું પાછળ કહી ગયો તેમ, મૂળ વિચાર તો સેવાગ્રામને એક એકાન્ત નિવાસ તરીકે રાખવાનો હતો ગાધીજી પોતાની સાથે કોઇને પણ —બાને સુદ્ધા —લઇ જવા માગતા નહોતા ૧૯૩૭મા અમેરિકન ખ્રિસ્તી નેતા ડૉ જોન મોટ તેમને મળવા આવ્યા ત્યારે એ મુલાકાત સેવાગ્રામમા જે એક જ ઝૂપડી હતી તેમા થયેલી ગ્રામસેવાનુ કામ કરનાર પાચ છ જણ એ ઝૂપડીમા રહેતા પણ પછી તો પાસેથી ને દૂરથી કાર્યકર્તાઓ આવવા લાગ્યા, ને તેમને 'ના' કહેતા ગાધીજીનો જીવ ચાલ્યો નહી.

સેવાગ્રામમા દવાખાનુ રાખવાનો વિચાર એમનો જરાયે ન હતો. પહેલા તેઓ ઉપચારમા ઉપવાસ કે અર્ધ-ઉપવાસ કરાવતા, અને દર્દીઓ આવે તેમને માટે એરડિયુ, સોડા-બાઇ-કાર્બ, ક્વીનીન, અને આયોડીન એટલી જ દવાઓ રાખતા. પણ પછી તો દર્દીઓની સખ્યા

રોજેરોજ વધતી ગઈ, અને ડૉ સુશીલા નાયરના આવ્યા પછી તો નાનકડું દવાખાનું તૈયાર થઈ ગયું વર્ધા કેળવણીનો પ્રયોગ શરૂ થયો એટલે આર્યનાયકમ દંપતી આવીને રહ્યા, અને અહીંના અનુકૂળ વાતાવરણમાં તેમણે કામ શરૂ કર્યું વસ્તી વધવા લાગી, ને દર્દીઓને માટે દૂધની જરૂર પડવા માંડી, એટલે ગાયો રખાઈ, અને દુગ્ધાલય શરૂ થયું, ને એ સંભાળનાર માણસ રખાયા અત્યારે આશ્રમને માટે જરૂર પૂરતા દૂધ, દહીં, માખણ વગેરે, તથા શાકભાજી ને અમુક અંશે અનાજ પણ, આશ્રમની ભૂમિ પર જ તૈયાર થાય છે એને માટે ગાયોનું ધણ જોઈએ બેશક બકરીઓ પણ ખરી જ

એટલે પાછી પેલા સંન્યાસીના જેવી વાત થઈ સંન્યાસીએ બિલાડી પાળી તેને દૂધ આપવા ગાય રાખી ગાય સાચવવા માણસ રાખ્યો ને એમ એનો પરિવાર વધતો ગયો મને તો ખાતરી છે કે ગાંધીજી નિવૃત્તિ લઈને હિમાલયમાં જાય તો ત્યાં પણ આ સંન્યાસીની વાતની પુનરુક્તિ થયા વિના ન રહે *

આ ઉપરાંત કેટલાક માણસો કામચલાઉ આશ્રમવાસી પણ છે ગાંધીજીની કુટીરની પેઠે બાની કુટીર પણ પ્રસંગ આવે ત્યારે તેમના મહેમાનોનો ઉતારો બનવાની ગુંજાશ ધરાવે છે બહેનો મહેમાન આવે તેનો સમાસ બા કરે છે પણ કેટલીકવાર એમને અગવડ કરે એવા મહેમાનોને માટે પણ જગા કરવી પડે છે, કેટલાક ધ્યાન પર લેવાયોગ્ય એક મહાશય પોતે કરેલા અમુક અન્યાયોને ખાતર સેવાગ્રામમાં રહીને ઉપવાસ કરવાના ઇરાદાથી આવેલા ગાંધીજીએ એ લોકોને આપ્યા

* અને શ્રી બંગસાળી, જાપાની સાધુ શ્રી પરચુરે શાસ્ત્રી અને શ્રી ભારતાનંદના પ્રસંગો છે, તે આ અનુવાદમાં પડતા મૂક્યા છે

આશ્રમમા જ્યા રહેવુ હોય ત્યા રહેવાની છૂટ આપી એમનો રોષ હરી લીધો તેમણે એ લોકોને કહ્યુ 'તમારે જ્યા રહેવુ હોય તે જગા તમે પસદ કરી લો તમે ઇચ્છો તો આ ઝૂપડી હુ તમારે માટે ખાલી કરી દઇશ ' એ લોકોએ બાની કુટીરનો અમુક ભાગ ને ઓરડી પસદ કર્યા

બા હસતા હસતા કહે 'પણ હુ કયા રહીશ ?'

'કેમ, તારે કયા બહુ જગાની જરૂર પડે છે? ને તુ જાણે છે મે તો એમને મારી ઓરડી આપવાનુ પણ કહ્યુ હતુ '

'તમે તો કહો તમારા દીકરા છે ખરાને !' બાએ કહ્યુ

ગાધીજી કહે 'પણ તારા પણ દીકરા કયા નથી તે ?' એટલે બા માની ગયા તેઓ એ નાનકડી કુટીરમા જ સઇ રહે છે કાતે છે, ને ત્યા જ આરામ લે છે કોઇકોઇવાર તો ત્યા પાચ છ મહેમાન એમની સાથે હોય છે

કોઈ બોલી ઊઠશે 'કેવુ તરેહવાર ટોળુ કહેવાય આ તે !' આ આશ્રમવાસીઓની દરેકની જુદી જુદી ધૂન સ્વભાવના ભેદ ને પોતપોતાની નબળાઇઓ પણ હોય છે પણ ગાધીજી પ્રત્યે એ સ ને જે પ્રેમ છે તે અથીથી બધાઇને તેઓ અહી સાથે રહે છે તેઓ રાજીખુશીથી ને હોશે હોશે રાધે છે કપડા ધૂએ છે, પાયખાના સાફ કરે છે, ને આશ્રમને અગેના અનેક કામકાજ કરે છે એમની વચ્ચે રહીને ગાધીજી પોતાન કામકાજ ચલાવે છે તેમનો દિવસ પાછલી રાતે ત્રણ વાગ્યાથી શરૂ થાય છે તેઓ પ્રાત કાળની પ્રાર્થના કે કાતવાનુ કદી ચૂકતા નથી એ બાબતમા તેઓ બીજા કોઇના કરતા વધારે નિયમિત છે તેઓ પોતાને શરીરે ને મનથી અપગ કહે છે, છતા મારી નજરમા તો તગાખરા ને કોના કરતા તેઓ વધારે કામ કરે છે સેવાગ્રામમા માટીને વાસની ઝૂપડીઓ છે એની આપ ડા

પાછળ કશી ખાસ યોજના નથી. આશ્રમમાં જુદું અતિથિગૃહ નથી. બીજી ઘણી સંસ્થાઓ જે કળાને લીધે સુશોભિત ને આકર્ષક બને છે એવી કળા અહીં નથી. છતાં સંખ્યાબંધ મુલાકાતીઓ, ને કાર્યકર્તાઓ પણ, આકર્ષાઇને અહીં આવે છે. એટલે ગાંધીજીમાં જ નહીં, પણ અહીં વસતા ટોળામાં પણ, કંઇક આકર્ષક તત્ત્વ હોવું જોઇએ. એ તત્ત્વ શું હશે તે ચોક્કસ કહી શકાતું નથી. નહીં તો રાજકુમારી અમૃતકુંવર જેવાં અહીં આવીને શા સારુ વસે ? ને હું ઘેલો થઇને એને વિષે આટલું બધું લખાણ શા સારુ ઘસડી કાઢું ? *

## અસહકારથી માંડીને

ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

(૧) ૧૯૨૦નો સપ્ટેંબર મહિનો હતો. કલકત્તામાં ભરાયેલી મહાસભાની ખાસ બેઠકમાંથી અસહકારનો ઠરાવ પસાર થયા પછી ગાંધીજી સાબરમતી તરતમાં જ પાછા આવ્યા હતા. મહાસભાએ સરકારી શાળા-કૉલેજોના બહિષ્કારનો ઠરાવ કરેલો, અને અમદાવાદમાં રાષ્ટ્રીય વિદ્યાપીઠ નીકળવાની વાત ચાલતી હતી હું તે વેળા ગુજરાત કૉલેજમાં ભણતો હતો. ત્યાંના ઘણા વિદ્યાર્થીઓનાં મનમાં વિમાસણ ચાલી રહી હતી; થોડાકે તો કૉલેજ છોડવાનો નિશ્ચય પણ કરી રાખેલો. કૉલેજની સામે જે ચાલ છે તેમાં હું રહેતો. મારા મિત્ર ને સહાધ્યાયી પાંડુરંગ દેશપાંડે પણ ત્યાં જ રહેતા. ગાંધીજીને પાછા ફર્યા સાંભળી એક દિવસ સવારે વહેલા ઊઠી, કોણ જાણે શા વિચારથી, બીજા કોઇ મિત્રોને કહ્યા વિના જ અમે

* મુંબઇના 'ઇલસ્ટ્રેટેડ વીકલી ઑફ ઇંડિયા'ના તા. ૩૧-૩-૪૦ અને ૭-૪-૪૦ના અંકોમાં આવેલા અંગ્રેજી લેખોનો અનુવાદ; તંત્રીના સૌજન્યથી.

ચાલતા સાબરમતી આશ્રમમાં પહોંચ્યા. ગાંધીજીને મળવાની ખાતરી તો ક્યાંથી જ હોય? પણ અમે નસીબદાર; એટલે ગાંધીજીના ઓરડા આગળ પહોંચ્યા ત્યાં તેમને બારણા સામે જ ગાદી પર એકલા બેઠેલા જોયા. અમે અંદર જઈને બેઠા, ને અમારી ઓળખાણ આપી. અમે કોઈના નીમેલા પ્રતિનિધિ નહોતા એ પણ કહ્યું. ગાંધીજીએ કેળવણીના બહિષ્કારની વાત કરી. એનો વિરોધ કરનારાઓનો પણ ઉલ્લેખ કર્યો. તેમાં શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રી અને પ્રિન્સીપાલ પરાંજપે બેનાં નામ ખાસ દીધાં હતાં. અમને એને સમજાવવાપણુ તો હતું નહીં, કેમકે અસહકારની જરૂર વિષે અમારી ખાતરી થઇ ચૂકેલી હતી. (અહીં એટલું કહેવું જોઇએ કે રાષ્ટ્રીય વિદ્યાપીઠ નીકળવાની છે, ને ત્યાં ભણતર ચાલુ રહેશે, એટલી જાણ હોવાથી જ ઘણા વિદ્યાર્થીઓનાં મન તે વેળા તૈયાર થયાં હતાં.) અમે એક ખરેખરી વહેવારુ મુશ્કેલી ગાંધીજી આગળ રજૂ કરી. અમને કેટલાકને શિષ્યવૃત્તિઓ મળતી હતી, ને તે અભ્યાસમાં ઠીકઠીક મદદરૂપ હતી, તેનું શું થાય? ગાંધીજી કહે: 'એ કંઇ મુશ્કેલી નથી. મારા ઘણા ધનિક મિત્રો છે, તેમને કહીને આવા જે સારા વિદ્યાર્થીઓ હોય તેમને શિષ્યવૃત્તિ આપવાનું તો કરી શકાય.' એ સાંભળી અમે નિશ્ચિન્ત થયા. સરકારી કેળવણી વિષે પણ તેમણે વાત કરી. તેમાંનું એક વાક્ય યાદ રહી ગયું છે. તેઓ કહે: 'દેવદાસ તો કોઇ કૉલેજમાં ગયેલો નથી, છતાં એના જેવું સારું અંગ્રેજી લખનારા એમ. એ. બહુ જ થોડા મળશે.' અમે ગયા ત્યારે અમારાં મનમાં સારી પેઠે ક્ષોભ હતો. પણ ગાંધીજીએ જાણે અમને ઘણા વખતથી ઓળખતા હોય એવી રીતે બહુ જ શાન્તિ ને મોજથી વાત કરી, એટલે અમારો ક્ષોભ નીકળી ગયો હતો. અમે કહ્યું: 'આપ વિદ્યાર્થીઓ આગળ આ વિષય પર ભાષણ આપો તો સારું.' તેઓ કહે: 'મને એ બાબતની જરાયે ઉતાવળ નથી.' અમે

કહ્યુ ‘પણ વિદ્યાર્થીઓમા એ વિષે વિચારો ચાલી રહ્યા છે તેને આપના ભાષણથી વેગ મળે’ એટલે કહે ‘સારુ ત્યારે મંગળવારે સાંજે સંસાર સુધારા હૉલમા સભા ગોઠવજો અને વલ્લભભાઇને કહી આવજો કે તમારે પ્રમુખ થવાનુ છે એમ બાપુએ કહેવડાવ્યુ છે’ એટલામા આશ્રમમાનુ જ કોઈ આવ્યુ, એટલે અમે રજા લીધી ને ઊઠયા અમને ખાસો પોણો કલાક મળ્યો હતો એથી ફુલાતા અમે ઘેર પાછા ગયા મિત્રોને વાત કરી છાપામા ખબર આપી વલ્લભભાઇ સાહેબને સંદેશો મળ્યો, ને તેમણે એક વાક્યથી બીજુ બોલવાની જરૂર જ ન રહેવા દેતા હા પાડી ઠરાવેલે દિવસે સાંજે અમે સભાસ્થાને હાજર થયા અમને બાળકોને શી ખબર કે ગાંધીજીની સભા સંસાર સુધારા હૉલમા સમાવાનો જમાનો વીતી ગયો હતો? માણસો તો ઊભરાવા લાગ્યા એટલામા અમદાવાદના એક આગેવાન આવ્યા ને તેમણે સભા નદીની રેતમા એલીસ પુલની નીચેના ભાગમા ફેરવાવી ગાંધીજીની મોટર સીધી ત્યા આવી તેમનુ ભાષણ થયુ જે વિદ્યાર્થીઓએ કૉલેજ છોડવાનો નિશ્ચય કરી ગયેલો હતો તેમના નામ સભામા જાહેર થાય તો સારું, એ વિચારથી તેમની યાદી હુ બનાવતો હતો ભાષણ પૂરુ થયા પછી, તે યાદી ગાંધીજીની આગળ ધરતા પહેલા મને થયુ યાદી હુ એમની પાસે મૂકુ ને એમા મારુ નામ ન હોય તે કેવુ? મહિનાની રજા પછી તો કૉલેજ છોડવી જ હતી તો અત્યારે કેમ નહી? એમ કરીને એ યાદી પર મારુ પણ નામ એમા ઉમેરી દીધુ મહાદેવભાઇએ સભા આગળ નામો વાચી સંભળાવ્યા આમ એ સભાથી હિંદુસ્તાનમા કૉલેજત્યાગની લડતનુ મંગળાચરણ થયુ તે દિવસે ૧૯૨૦ના સપ્ટેમ્બરની ૨૯મી તારીખ હતી આજે એ વાતને પૂરા પચીસ વરસ થયા

(૨) ૧૯૨૬મા ગાંધીજી તબિયતને કારણે લગભગ આખુ વરસ આશ્રમમા રહેતા તે દરમ્યાન તેમની પાસે ગુજરાતી હિંદી મંગળ

લખવાને રોજ બપોરે એક કલાક મારે જવાનુ ગોઠવાયેલુ. તે વેળા તેઓ દર અઠવાડિયે 'આત્મકથા'નુ અક્કેક પ્રકરણ લખતા એમાનુ એ પ્રકરણ ('પ્રિટોરિયામા પહેલો દિવસ', આત્મકથા ભાગ ૨, પ્રકરણ ૧૦) મને લખાવ્યુ આવુ કોઈ લખાણ છપેલુ વાચવા કરતા એક એક વાક્ય સાભળીને લખવાનુ હોય ત્યારે તેમા જુદો જ રસ આવે છે, ને લેખકની સાથે લહિયાની નજર આગળ પણ એ પ્રસગોનો આબેહૂબ ચિતાર ખડો થાય છે બીજે અઠવાડિયે આગનુ પ્રકરણ લખવાનો દિવસ આવ્યો, એટલે હુ તો રાજી થતો ગયો પણ ગાધીજીએ કહ્યુ 'મને આત્મકથા લખાવવાનુ નહી ફાવે મારે જાતે જ લખવુ પડશે' (બહુ થોડા અપવાદ બાદ કરતા તેમનુ બધુ અગત્યનુ લખાણ તેમણે હાથે લખેલુ હોય છે) સાથેસાથે મહાદેવભાઈએ કરેલા અગ્રેજી અનુવાદનુ પણ અક્કેક પ્રકરણ 'યગ ઇન્ડિયા'મા છપાતુ તેમા એ અરસામા વિલાયતના અભ્યાસકાળના પ્રકરણો આવતા હતા તે વાચીને યુક્ત પ્રાન્તના એક બૅરિસ્ટરે ગાધીજીને લખ્યુ 'તમે અત્યારે આ પ્રકરણો લખો છો લડનમા આપણે મિસિસ — ને ત્યા ભેગા થતા, એ તો તમને યાદ હશે જ એનો પણ ઉલ્લેખ કયાક કરજો ને!' ગાધીજી હસતા હસતા કહે 'મૂરખનો સરદાર જ છે ને! એને અમર થવુ છે પણ એને ખબર નથી કે આત્મકથા તો મમીગાઇ જેવા, જેના નામ પણ જગત કદી જાણવાનુ નથી, તેમને અમર કરવાને લખાય છે!'

(૩) ગુજરાતી ને હિદી કાગળોમા ઘણે ભાગે તો પત્તા જ લખવાના હોય એકવાર ૨૪ પત્તા લખાયા તે જોઇ ગાધીજી રમૂજમા કરે 'કેવો ગજીફો થયો છે!' કાઠિયાવાડના એક શહેરમાથી એક સજ્જનના ઘણા કાગળો આવતા દરેકમા આશ્રમ વિષે પૂછપરછ હોય, ત્યા આવવાની ઇચ્છા દર્શાવી હોય, ને જવાબ માટે સરનામાવાળુ પરબીડિયુ

ખીડ્યુ હોય કેટનાક મહિના આમ ચાલ્યા પછી ગાધીજીની પણ ધીરજ ખૂટી હશે, એટલે તેમણે આવી મતલબનો જવાબ લખાવ્યો 'તમારી પાસે ટપાનખરચ કરવાના બહુ પૈસા હોય એમ લાગે છે તે આના કાગળો પાછળ ન બગાડતા, મને મોકલી આપજો એટલે હુ એનો સદુપયોગ કરીશ' તે પછી એ કાગળો બધ થઇ ગયા એ અરસામા ગાધીજી એક જગાએ જવાના હતા ત્યાથી એક સભાવિત ગુજરાતી ગૃહસ્થે તેમને પોતાને ત્યા ઊતરવાના નિમન્ત્રણનો કાગળ અગ્રેજીમા ટાઇપ કરેલો મોકલ્યો ગાધીજીએ 'સુજ્ઞ ભાઇશ્રી' એમ સબોધન કરીને ગુજરાતીમા જ ઉત્તર લખ્યો એમાનો મર્મ પેલા વિચક્ષણ સજ્જન કળી ગયા હશે, એટલે એમણે એનો પ્રત્યુત્તર ગુજરાતીમા પોતાને હાથે લખીને મોકલ્યો

(૪) આ ઉપરાત આ વેળા બીજી અનેક વસ્તુઓ અનાયાસે જોવા જાણવાનો લાભ મને મળ્યો ગાધીજી મહેમાનોની સગવડ વિષે કેટલી કાળજી રાખે છે એ જોવામા આવ્યુ એકવાર ઉત્તર હિદના કેટનાક મુસલમાન ભાઇઓ આવવાના હતા તેને વિષે બાને કહે 'એ ભાઇઓને મગની દાળની ખીચડી ખાવાની ટેવ ન હોય એમને ત્યા તો ખીચડીમા તુવરની દાળ જ વપરાય છે' બીજે એક પ્રસગે બા એમના કોઇ મદદનીશ સામે ફરિયાદ લઇને આવ્યા ગાધીજી એમને સમજાવતા કહે 'જોને, મહાદેવ નથી તો હુ ચદ્રશકરને આ લખાવુ છુ ને! એ ન હોય તો કોક બીજાને બેસાડુ એમ જે કોઇ હાજર હોય તેની પાસેથી આપણે કામ લેવુ જોઇએ' બા કહે 'તમે એ ચનાવી શકો મારા કામમા એ ન ચાલે' (મતનબ કે રસોઇમા આવડત વિનાનુ કે બેદરકાર મદદનીશ હોય તો આખી રસોઇ જ બગડે ને!) એકવાર આશ્રમના મોટા છોકરા છોકરીઓ આશ્રમ બહાર કઇક જોવા ગયેલા એક બાળકી ન જઇ શકેલી, તે ગાધીજીને પોતાની ફરિયાદ સભળાવતા રોતી હતી ગાધીજી કહે 'તુ રોવાનુ બધ

કરશે પછી જ હુ તારી વાત સાભળવાનો છુ ' અને ખરેખર એમ કર્યુ પણ ખરુ બીજા માણસો પાસેથી કામ લેવાને અગે કઇક વાત ચાલતી હતી તેમા ગાંધીજીએ કહ્યુ ' હુ મારે પોતાને વિષે બહુ કડક છુ, પણ બીજાની પ્રત્યે ઉદારતાની નજરે જોઉં છુ ' ( આ તો એમના શબ્દનો અનુવાદ છે એમણે તો કહેલુ ' હુ પોતે પ્યુરીટન છુ, પણ બીજાઓની પ્રત્યે કેથલિક છુ ') બીજે એક પ્રસગે કહે ' આપણે સ્પાર્ટન (એટલે કે ગ્રીસના નગર સ્પાર્ટાના જેવી સાદી ને કડક ) રહેણીની ટેવ પાડવી જોઇએ ' વળી એકવાર કહે ' આપણી કેળવણીમા બુદ્ધિના ઉપયોગ પર વધારેપડતો ભાર દેવાયો છે, તેને બદલે સમતોલપણુ લાવવા હુ કેળવણીમાં શરીરશ્રમ પર વધારે ભાર દઉ છુ.' ચોખ્ખાઇ ને સુઘડતા વિષેની તેમની ભારે ચીવટ જાણીતી છે. જે ચમચો જમવાના કામમા વપરાવાનો હોય તે કોઇએ ભોય પર કે પાથરણા પર મૂકી દીધો હોય તોયે તેમને ખૂચે પણ કેટલેય પ્રસગે તેઓ ગમ ખાઇ જાય છે એકવાર બપોરે હુ ગયો તે વેળા તે જ દિવસે બનેલી વાત કરતા કહે ' હુ જમતો હતો તે જ વખતે મીઠડી ગરોળી ઉપાડી લાવી, ને મારી સામે ચૂથવા લાગી પછી શુ કરાય ? મે મન મારીને ખાવાનુ ચાલુ રાખ્યુ.' એ સબંધમાં બીજો એવો જ એક અનુભવ કહેવા લાગ્યા ' આસામમા એક જગાએ માણસો બજારમાથી તરતમા જ આણેલા નવા નક્કોર ચેબરપોટમા દૂધ ભરીને લઇ આવ્યા ! મને તો કઇનુ કઇ થઇ ગયુ. પણ એ બિચારાઓને શી ખબર કે આવુ વાસણ શા કામમા આવતુ હશે ?' આ નાનાં દૃષ્ટાંતો પરથી દેખાય છે કે તેઓ આસપાસ ચાલતી કેટલીયે વસ્તુઓ અતિશય ધીરજ અને ક્ષમાવૃત્તિથી સાખી લેતા હશે અગ્રેજોની નિયમિતતાના વખાણ કરતા એક દૃષ્ટાન્ત તેમણે આપેલુ 'કિચનરના મરણની ખબર આવે એટલે લૉઇડ જ્યૉર્જ ખાણા પરથી ઊઠી

ન જાય કે જમવાનો સમય ન ચૂકે ' આ દિવસોમા નહી પણ અગાઉ પ્રવાસો ચાલતા તે દરમ્યાન તેમણે એક વાક્ય કહેલુ ' બહાર ફરતા મારી અંદરની બેટરી જ્યારે ખૂટી જાય છે ત્યારે હુ આશ્રમમા આવતો રહુ છુ, ને અહીથી પ્રેરણા લઇને પાછો ફરવા નીકળુ છુ ' આવા કેટલાક છૂટાછવાયા વચનોમા તેમના સ્વભાવની અનેક વિશેષતાઓ ને તેમના અંતરમા ચાલતા વિચારો પ્રગટ થતા હોવાથી યાદ રહી ગયેલા, તે અહી આપી દીધા છે.

( ૫ ) ૧૯૨૬ ના ઉનાળામા યુરોપમા આવેલા ફિનલેંડ નામના દેશના પાટનગર હેલસિંગફોર્સ ( હાલ તે હેલસિંકી નામે ઓળખાય છે ) મા અખિલ જગત વિદ્યાર્થી પરિષદ થવાની હતી, તેમાં જવાનુ નિમન્ત્રણ ગાધીજીએ સ્વીકારેલુ તેમને લઇ જવાની ગોઠવણ મદ્રાસના ખ્રિસ્તી નેતા શ્રી કે ટી પૉલને સુપરત થયેલી હતી એ ગોઠવણો વિષે એમના અનેક કાગળો આવતા, ને દરેક બાબતમા તેઓ ગાધીજીની ઇચ્છા શી છે તે પુછાવતા આગબોટ પર બકરીઓ લઇ જવા સુદ્ધાની ગોઠવણ તે કરી ચૂકેલા બપોરે કાગળ લખવાનો વખત હતો તે વેળા ક્વચિત ગાધીજી પાયખાને જતા, ને કાગળો સહેજ મોડા લખાતા એક દિવસ આવી રીતે પાયખાને ગયા, ને મને બેમનાનુ કહેતા ગયા ( તેઓ પાયખાનાને ' લાયબ્રેરી ' કહે છે, ને કાગળો વગેરે વાચવાનુ કેટલુયે કામ ત્યા પતવે છે. ૧૯૨૭ મા બેગલોરમા એક દિવસ આમ કાગળોનો થોકડો લઇને ' લાયબ્રેરી ' મા જતા હતા ત્યા હુ ઊભો હતો મારા તરફ ફરીને કહે ' હું તો નાટ્ટકે આવું કરું છુ, પણ આની નકલ કોઇએ કરવા જેવી નથી. ' પણ એ તો આડી વાત થઇ. ) ત્યાથી પાછા આવીને કહે ' પાયખાનામા મને અંતરનાદ સંભળાયો કે અત્યારે હિંદુસ્તાનમા જ કામ પડેલું છે, ને યુરોપ ન જવું જોઇએ. ' એમાં દલીલને અવકાશ જ ન

હતો. મહાદેવભાઈ વગેરેને ગોનાની આ નિર્ણય સંભળાવી દીધો, ને બધી તૈયારીઓ તેને ઠેકાણે રહી ગઈ.

(૬) શાસ્ત્રવચનો, ભજનો વગેરેના અર્થની ચર્ચા પણ આશ્રમમાં કવચિત નીકળતી. કોઈ કંઈ સારા અર્થ કાઢે તેને ગાંધીજી ઉત્તેજન આપતા, કંઈ નહી તો તેની ચર્ચા તો થવા જ દેતા. નરસિંહ મહેતાના એક પ્રભાતિયામાં એક લીટી છે 'સૃષ્ટિમંડાણ છે સર્વ એણી પેરે, જોગી જોગેશ્વરા કોઈક જાણે.' કોકે કહ્યું 'આ તો અશુદ્ધ પાઠ લાગે છે. ખરું તો "સૃષ્ટિમંડાણ છે સર્વ એની પરે" એમ હોવું જોઈએ. એનો અર્થ એ કે આ સૃષ્ટિનું આખું મંડાણ એની એટલે કે ઈશ્વરની ઉપર આધાર રાખે છે.' ગાંધીજીને આ અર્થ તો ગમ્યો. એ અર્થ કરનાર સજ્જન સાથે બીજા એક સંસ્કૃતજ્ઞને બેસાડી એની ચર્ચા કરતા હતા, ત્યાં હું જઈ ચડ્યો. એટલે ગાંધીજી હસતા હસતા કહે 'લો, આ બીજા શાસ્ત્રી આવ્યા!' મેં કહ્યું '"એણી પેરે" પાઠ જ પ્રચલિત છે, ને બરાબર છે. એણી પેરે એટલે એ રીતે. 'હા જી, નાનપણાની પેર, મને કેમ વીસરે રે?' એ 'સુદામાચરિત'ની લીટીનો દાખલો આપ્યો. એથી ગાંધીજીના મનને સન્તોષ ન થયો. એટલામાં અનાયાસે મહાદેવભાઈને ત્યાં આવવું થયું. આવા વિષયોમાં એમના અભિપ્રાયનું વજન બહુ પડે. તેમણે પણ 'એણી પેરે'નું સમર્થન કર્યું. ગાંધીજીનો મન તે જ વખતે પૂરેપૂરો બદલાયો હશે એની ખાતરી નથી, પણ સામા પક્ષનું જોર નરમ તો પડ્યું જ.

(૭) મારે વિષેનો એક પ્રસંગ નરહરિભાઈએ વર્ણવ્યો છે (પૃ ૮૩). બીજો એવો એક પ્રસંગ ૧૯૨૭નો છે. તે વરસ મામાસાહેબ ગાંધીજી સાથે રહેવા બેલગામ ગયેલા. તેમની સાથે હું પણ ગયેલો. થોડા દિવસ પછી એકવાર ગાંધીજી મને બોલાવીને કહે 'આજે મા૦ પાસેથી મેં જાણ્યું કે તમને રોટલી બનાવતાં આવડતી નથી. એ તો અક્ષમ્ય છે.' મેં કહ્યું

બચાવ કરતાં કહ્યું 'મને બીજું તો બધું રાંધતાં આવડે છે, પણ રોટલી નથી આવડતી.' ગાંધીજી કહે 'દરેક સોલ્જર અને નર્સને બધું રાંધતાં આવડવું જોઈએ. માટે આજે જ રોટલી કરો, ને કરીને મને બતાવો' મેં બા અને મણિબહેન (કુમારી મણિબહેન વલ્લભભાઈ પટેલ)ની દેખરેખ નીચે થોડીક રોટલી બનાવી, ને ગાંધીજીને બતાવવા લઈ ગયો. તે જોઈને તેમણે કહ્યું 'સારી બની લાગે તો છે ઉપર ઘી ન ચોપડયું હોત તો હું ખાઈને પણ પરીક્ષા કરી જુઅત'*

(૮) આવી જ રીતે હું એકવાર પરબીડિયા પર ચોડેલી ટિકિટ ઉખાડવામાં નાપાસ થયો. ગાંધીજીને એ સરસ રીતે આવડે. પરબીડિયા પર જમણી બાજુના ઉપલા ખૂણા પર ટિકિટ ચોડવાને બદલે પરબીડિયાની

* પાછળ કહ્યું તેમ ગાંધીજી પોતાના પ્રત્યે જેટલા કડક થાય છે તેટલા બીજાની પ્રત્યે કદી થતા નથી. તેમણે જાતે આવાં બધાં કામ કરેલાં છે. દાખલા તરીકે તેમણે ટૉલસ્ટૉય ફાર્મથી ડૉ. પ્રાણજીવન મહેતાને ૧૯૧૨માં એક કાગળમાં લખેલું 'અહીં આશ્રમમાં જે રોટી જોઈએ તે હું બનાવું છું' તેને વિષે સામાન્ય મત એવો છે કે તે સારી બને છે. મણિલાલ અને બીજા પણ થોડાક જણ તે બનાવતાં શીખી ગયા છે. અમે એમાં ખમીર કે પાઉડર નાખતા નથી. અમારા ખપ પૂરતા ઘઉં અમે જાતે દળી લઈએ છીએ. આશ્રમમાં જે નારંગી ઊગે છે તેનો મુરબ્બો અમે હમણાં જ બનાવ્યો છે. ઘઉંની કૉફી બનાવતાં પણ હું શીખી ગયો છું. તે નાનાં બચ્ચાંને પણ પાઈ શકાય. આશ્રમમાં રહેતા સત્યાગ્રહીઓએ ચા કૉફી છોડી દીધાં છે, ને તેને બદલે આશ્રમમાં તૈયાર થયેલી ઘઉંની કૉફી પીવા માંડી છે. ઘઉંને પહેલાં અમુક રીતે શેકી નાખવામાં આવે છે, ને પછી દળવામાં આવે છે. આગળ જતાં, ઉપલી ત્રણ વસ્તુઓ અમારે વાપરતાં વધે તો, તે બહારના લોકોને વેચવાનો અમારો વિચાર છે. અત્યારે તો આશ્રમમાં મકાનોનું બાંધકામ ચાલે છે. તેમાં અમે મજૂરો તરીકે કામ કરીએ છીએ. એટલે ઉપલી ચીજો અમારા વાપર કરતાં વધારે તૈયાર કરવાનો અમને વખત નથી મળતો.'

ટપાલ વચ્ચોવચ ચોડવાનુ તેમને ગમતુ નથી કેમકે એથી કઇ ખાસ અર્થ સરતો નથી ૧૯૩૪મા બિહારના ધરતીકંપવાળા પ્રદેશમા અમે ફરતા હતા તે દરમ્યાન ટ્રેનમા તેમણે લખેલા એક કાગળનુ પરબીડિયુ મે બધ કરી દીધુ, ને ઉપર ટિકિટ ચોડી દીધી તેમને તો એમા હજુ બીજો કાગળ મૂકવો હતો મે ટિકિટ ઉખાડવાનો પ્રયત્ન કર્યો, પણ ટિકિટ ફાટયા વિના પરબીડિયુ ઊઘડે એમ નહોતુ ગાધીજી સામે પાટિયે બેસીને જોયા કરતા હતા મને કહે 'કેમ, નથી ઊઘડતુ ને? લાવો મારી પાસે' તેમણે ટિકિટ ફાટવા દીધા વિના જોતજોતામા પરબીડિયુ ઉઘાડયુ

(૯) ૧૯૨૬મા તેઓ આશ્રમમા રહ્યા તે વખતે બાળકોને વિવેકના પાઠ આપવા માંડેલા 'હા, ના, એમ ન કહેવાય, હા જી, ના જી, એમ કહેવુ જોઇએ, ત્યાથી શરૂઆત કરેલી તેઓ પોતે કામની ઘણી ભીડ છતા ઝીણામા ઝીણો વિવેક ચૂકતા નથી એકવાર પંડિત માલવીયજી આવેલા ત્યારે છેક આશ્રમના દરવાજા સુધી તેમને મૂકવા ગયેલા. બેલગામની મહાસભામા તેઓ પ્રમુખ હતા, ને મિસિસ બિસેંટ મડપમા દાખલ થયા ત્યારે વ્યાસપીઠ પરથી ઊતરી લગભગ અડધા મડપ જેટલે સામા ગયેલા ને નીચા વળી નમન કરી, મિસિસ બિસટનો હાથ ઝાલી વ્યાસપીઠ પર લઇ ગયેલા એક જગાએ એક રેલ્વેના મોટા અધિકારીની સાથે બારણામાથી નીકળતા, 'તમે પહેલા' એમ કહેવાનુ પણ તેઓ ભૂલેલા નહી. કોઇ નાયો વિવેકમા ચૂકે એ તેમને ગમે નહી એના બે પાઠ તેમણે મને શીખવેલા. ૧૯૩૪ના એપ્રીલમા રાચી (બિહાર)મા સ્વરાજ્ય પક્ષની પરિષદ ભરાયેલી. એક દિવસ સવારે ગાધીજી માળ પર કેટલાક નેતાઓ સાથે અગત્યની રાજકીય વાતો કરતા બેઠા હતા. એટલામા નીચેથી શ્રી મીનુ મસાનીના નામની ચિઠ્ઠી કોઇ લઇ આવ્યુ. મે ચિઠ્ઠી મારી પાસે રાખી, ને અડધએક કલાકે

વાતો પૂરી થઈ ત્યારે ગાધીજીના હાથમા આપી તેમણે શ્રી મસાનીને ઓનાના માણસ નીચે મોકલ્યો તે તો રાહ જોઇને ચાલ્યા ગયેલા ગાધીજી મને કહે 'ચિઠ્ઠી ક્યારે આવેલી?' મે કહ્યુ 'અડધોએક કલાક થયો હશે પણ આપ અગત્યની વાતમા હતા, એટલે મે આપી નહી' તેઓ કહે 'કેમ ન આપી? આવી કે તરત જ આપવી જોઇતી હતી એથી શી ખલેલ પડત? તમે જાણો છો મસાની કોણ છે?' મને ખાસ પરિચય નહોતો, એટલે મે ના કહી એ સાભળી ગાધીજીને આશ્ચર્ય થયુ કહેવા લાગ્યા 'એના પિતાને ને મારે તો જૂની મિત્રતા છે એને શોધી કાઢો એને અહી જ જમાડજો, ને એને માટે અહી જ રહેવાની ગોઠવણ કરજો' એમને શોધી કાઢવા કેવી રીતે? પણ મારે સદ્ભાગ્યે તેઓ જમવાના વખત પહેલા ફરી આવ્યા, એટલે આ પ્રસગ એટલેથી જ પત્યો

(૧૦) એવો જ ઠપકો ખાવાનો પ્રસગ મારે એ જ વરસના જુનાઇમા લાહોરમા આવ્યો ગાધીજી લાહોરમા હતા તે દરમ્યાન સરદાર સાહેબ છૂટયાનો તાર આવ્યો તે મે ફોડયો, ને ગાધીજી સાથેના બધા મિત્રોને વાત કરી શ્રી ઠક્કરબાપા કયાક બહાર ગયેલા હતા તેમના મન્ત્રીને ખબર આપી, પણ તે તેમના સુધી પહોચી નહી બપોરે તેઓ ગાધીજી સાથે વાત કરતા હતા તે વેળા ગાધીજીના જાણવામા આવ્યુ કે ઠક્કરબાપાને એ ખબર મળી નથી તેમણે તરત પૂછ્યુ 'તાર કોણે ફોડેલો?' મે કહ્યુ 'મે ફોડેલો, અને ઠક્કરબાપા નહોતા એટલા તેમના મન્ત્રીને કહેલુ' ગાધીજી 'એ કેમ ચાલે? તમે તાર ફોડયો એટલે એમને ખબર આપવાની તમારી ફરજ હતી એ ન આપી એને હુ સૂક્ષ્મ વિવેકની (તેમણે અગ્રેજી શબ્દ 'ડેલીકસી' વાપરેલો) ખામી ગણુ છુ'

(૧૧) ગાધીજીના કેટલાક અગત્યના નિર્ણયો કેવી રીતે થતા

પામ્યા એ જાણવા જેવુ છે એક પ્રસગ મે પાછળ આપ્યો છે ૧૯૩૩ના મેની ૮મી તારીખે તેમણે યરવડા જેલમા ૨૧ દિવસના ઉપવાસ શરૂ કર્યા, તે જ દિવસે સાજે તેમને છોડી મૂકવામા આવ્યા જેલ ખાતાના વડા તેમને પોતાની મોટરમા પર્ણકુટીએ મૂકી ગયા ગાધીજી ત્યા પહોચ્યા તે જ ક્ષણે ત્યા જે ત્રણ અખબારનવીસો હાજર હતા તેમને અગત્યનુ લાબુ નિવેદન લખાવવા માડ્યુ, ને એકધારુ લખાવી કાઢ્યુ તેમા સવિનય ભગની લડત છ અઠવાડિયા મોકૂફ રાખવાનો અગત્યનો નિર્ણય પણ હતો અખબાર-નવીસોને કહ્યુ 'હુ કહુ ત્યા સુધી આ તમારા પત્રોને મોકલી ન આપશો' રાજાજી અને સરોજિનીદેવી ત્યા હાજર હતા તેમણે તે વાચ્યુ મહાસભાના કામચલાઉ પ્રમુખ શ્રી બાપુજી અણે તે વેળા પૂનામા હતા તેમને તેડવા મને મોકલ્યો તેમણે આખી નિવેદન વાચ્યુ, ને તેમા લડત વિષે જે નિર્ણય હતો તેમા સમતિ આપી, તે પછી જ એ પ્રસિદ્ધ કરવાની પરવાનગી અપાઇ એને વિષે પાછળથી ગાધીજી કહે 'બહાર જવાનુ થાય તો શુ કરવુ એવો વિચાર જ જેનમા કોઈ દિવસ મને આવ્યો ન હતો. પણ જેલના દરવાજા ખૂલ્યા તેની સાથે જ મારા મગજના દરવાજા ખૂલી ગયા, ને પર્ણકુટી પહોચતા સુધીમા (એટલે કે એક માઇલનુ અતર કાપના મોટરને જે થોડીક મિનિટ લાગી હશે તેમા) મનમા નિર્ણય થઇ ગયો'

(૧૨) ૧૯૩૪ના જાન્યુઆરીમા હરિજન યાત્રા દરમ્યાન ગાધીજી ગુરુવાયુર ગયા હતા મોડી રાતે ત્યા પહોચેના એક આશ્રમવાસી યુવક શ્રી નારસન, જે કેરનસામી હોઇ તે વેળા ત્યાના કોઈ ગામના ખાદી ભડારમા કામ કરતા હતા તેમને બીજે દિવસે સવારે ચાર વાગે મળવાનો વખત આપેલો તેમની સાથે વાત કરતા ગાધીજીને લાગ્યુ કે એ જગાએ ખાદીકામમા એમનો પૂરતો ઉપયોગ નહોતો તેની સાથે જ તેમને મનમા ઝબકારાની પેરે લાગી ગયુ કે દેશમા જે મેધાવ યુવકો છે

તેમને એમના ખાદીકામમાં રોકી નહીં શકાય, ને ખાદીની પૂર્તિરૂપે બીજા ગ્રામઉદ્યોગ પણ ખીલવવા જ જોઇએ ચરખા સંઘના મન્ત્રી શ્રી શંકરલાલ બૅંકર તે વેળા દક્ષિણ ભારતમાં પ્રવાસ કરતા હતા, તેમને તાર કરી કાનીકટ બોલાવ્યા, ને તેમની સાથે ચર્ચા કરી તે પછીના પ્રવાસમાં અનેક સ્થળોએ ગ્રામઉદ્યોગ વિષેના આ નવા વિચારની ચર્ચા કરી ઑક્ટોબરમાં પટનાથી સવિનય ભંગની મોકૂફીનું નિવેદન પ્રગટ કર્યું તેમાં એ વાતનો ખાસ ઉલ્લેખ કર્યો ને આગળ જતાં ગ્રામઉદ્યોગ સંઘની સ્થાપના પણ કરી પણ ખાદી પ્રવૃત્તિના આ બધા વિસ્તારનું બીજ ગુરુવાયુરમાં મળસ્કે થયેલી પેલી વાતચીત વખતે જ વવાયેલું હતું

( ૧૩ ) તે જ વરસે ઉનાળામાં તેમણે ઉત્કલની હરિજન યાત્રા પગપાળા કરી એ વિચારનું સૂક્ષ્મ બીજ પણ એવી જ રીતે તેમના મનમાં રોપાયેલું બીજા પ્રાન્તોમાં જે લાંબા મોટરના પ્રવાસો થતા તેમાં જુદે જુદે વખતે મળીને ત્રણ ચાર કૂતરા ચગદાઇ ગયેલા ત્યારથી મોટરના પ્રવાસ પરથી એમનું મન ઊઠી ગયું તે એ પ્રસંગોએ એમણે કહેલું પણ ખરું આગળ જતાં એ જ વિચાર આગળ વધ્યો, ને ઉત્કલની પદયાત્રા ગોઠવાઇ

( ૧૪ ) હરિજન યાત્રાનો છેલ્લો મહિનો હતો તેમાં—એટલે કે ૧૯૩૪ના જુલાઇમાં—ગાંધીજી લાહોરથી સીધા કલકત્તે ગયા હતા હરિજન ફાળો ઉઘરાવવાનું મુખ્ય કામ હતું, ને તેમાં ત્રણ જ દિવસમાં લગભગ રૂ ૭૦ હજાર કલકત્તાએ આપ્યા બંગાળના મહાસભા પક્ષમાં જે બે તડ લાંબા વખતથી પડેલાં ને જેને લીધે ત્યાંનું જાહેર જીવન કલુષિત થતું હતું, તે સાંધવાનો પ્રયત્ન કરવો એ ગૌણ હેતુ પણ એ મુલાકાતમાં હતો તેમાં ગાંધીજીને સફળતા ન મળી ને તેઓ માનપુર ગયા એ નિષ્ફળતાથી એમને જે ખેદ થયેલો તે કોઇની આગળ પ્રગટ કરતા તેમણે પાછળથી,

કહેલુ 'કલકત્તેથી પાછા ફરતા હાવડાના પ્લેટફૉર્મ પર મને મહાસભામાથી નીકળી જવાનો વિચાર પહેલવહેલો આવ્યો' એ જે બીજ રોપાયુ તેનુ આગળ જતા શુ પરિણામ આવ્યુ તે જગપ્રસિદ્ધ છે. આમ અનેક મહત્ત્વના નિર્ણયોના સૂક્ષ્મ બીજ તેમના મનમા કેવી રીતે રોપાય છે, એ જાણવા જેવુ છે

(૧૫) ઝીણામા ઝીણી બાબતમા પણ ગાધીજી અતિશય ચોકસાઈ રાખે છે એ એમની સત્યની અખડ આરાધનાનો જ એક ભાગ છે ૧૯૩૪ની મુબઈની મહાસભા દરમ્યાન એક ઠરાવનો મુસદ્દો તેમણે ઘડેલો એ કાગળ મને આપ્યો, ને મૌનમા હોવાથી તે વિષે સૂચના લખી હુ એ કાગળ મહાસમિતિના કાર્યાલયમા શ્રી જયરામદાસજીને આપી આવ્યો થોડાક વખત પછી ગાધીજીએ મને બોલાવી પેલો કાગળ માગ્યો મે કહ્યુ 'એ તો હુ ત્યા આપી આવ્યો' તેમણે લખ્યુ 'એ આપી આવવાનો નહોતો' મે કહ્યુ 'મને એવુ વાચ્યાનો ખ્યાલ નથી' તેમણે પસ્તીની ટોપલીમાથી ડૂચો કરીને નાખેલો કાગળનો ટુકડો કાઢ્યો, ને ઉકેલી મારી સામે ધર્યો। એમા લખેલુ હતુ કે 'આ કાગળ જયરામદાસને બતાવી પાછો લાવો' પછી હુ શુ જવાબ આપુ ? હુ મૂગો મૂગો જઈને કાગળ પાછો લઈ આવ્યો

(૧૬) હરિજન યાત્રામા ગાધીજી સ્ત્રીઓ પાસેથી ઘરેણા કેમ માગતા એ જાણીતુ છે એ વખતે છોકરીઓ માટે હસ્તાક્ષરનુ મૂલ્ય એક બગડી તેમણે રાખ્યુ હતુ મીજી તરફ પ્રાચીન રાજ્યના એક નાના ગામમા એક છોકરાએ પોતાની પાસે છત્રી હતી તે આપના માડી ગાધીજીએ કહ્યુ 'એ નહી લઉ આ ભાગમા છત્રી એ બહુ જ જરૂરની વસ્તુ છે એ મારાથી ન લેવાય' એમના સૂક્ષ્મ વિવેકનો એ એક સરસ દાખલો હતો

(૧૭) કના વિષેના ગાધીજીના વિચારો વિષે ઘણીવાર ઊહાપોહ

થાય છે. એ સંબંધમાં ૧૯૩૪માં લખેલો એમનો નીચેનો કાગળ વાંચવા જેવો છે: 'મેં તો હંમેશાં એમ જ માન્યું છે કે સાચા સૌન્દર્યની અને સત્યની વચ્ચે કશો વિરોધ નથી. સત્ય હંમેશાં સુન્દર હોય છે. તેથી, મારા મત પ્રમાણે, સત્યમાં બધી જ કલા સમાઇ જાય છે. સત્યથી વિખૂટી પાડેલી કલા એ કલા નથી, અને સત્યથી વિખૂટું પાડેલું સૌન્દર્ય એ નરી કુરૂપતા છે. આ જગતમાં ઘણી કુરૂપ વસ્તુઓ સુન્દરતામાં ખપી જાય છે, એ સાવ સાચી વાત છે. એમ બને છે, કેમકે આપણે હંમેશાં સત્યની ખરી કિંમત આંકતા નથી.'

(૧૮) એક લોકસેવકને તેમણે લખેલું: 'લોકસેવકને એવી અંગત લાગણી હોય જ નહીં કે જે દુખાય. તેણે તો શૂન્ય બની જવું જોઇએ. એને અભિમાન ન હોય; એને "સેવા દ્વારા મળે એ સિવાયની સત્તા કે પ્રતિષ્ઠા ન હોય. તે तुल्यनिन्दात्मसंस्तुतिः હોવો જોઇએ. એટલે તમે મારે માટે કે કાર્યને માટે અકળામણ નહીં કરતા. કાર્યની સિદ્ધિ તમારા કે મારા હાથમાં નથી. એ તો સર્વશક્તિમાન ઇશ્વરના હાથમાં છે, તમે ને હું તો એના હાથમાં નિમિત્તમાત્ર છીએ. તમે તમારી ઝોંપમાં આનન્દ માનજો ને બળ મેળવજો.'

(૧૯) એક બહેનને તેની ગંભીર માંદગીમાં લખેલું: 'જો વિદાય થવું પડે તો ઘેર જવું છે એમ સમજીને શાન્તિથી હૃદયમાં ભગવાનનું નામ અંકિત કરીને જજે. આ દેહે જ તારી પાસેથી ઇશ્વરને કંઈ સેવા લેવી હશે તો તને ઉગારશે.'

વડોદરા, ૨૮-૯-૪૫